ॐ श्री

# સાત્વિક જીવન

અર્થાત્

મનુષ્યદેહના વાસ્તવિક અને પરમ ધ્યેયરૂપ સત્ય અને અક્ષય સુખની પ્રાપ્તિને માટે સાત્વિક વ્યવહારયુક્ત જીવન-યાત્રા કરવાની વિધિ.

---


: : મૂળ લેખક : :

રાવબહાદુર શેઠ ગોવર્દ્ધનદાસજી મોહતા, ઓ. બી. ઇ. ના

આત્મજ

શ્રી રામગોપાલજી મોહતા

બીકાનેર


---


મૂળ હિન્દીમાંથી ભાષાન્તર કરનાર,

શિવલાલ ત્રિભુવન મ્હેતા


---


: : પ્રકાશક : :

શ્રી રામગોપાલજી મોહતા


---

મૂલ્ય : 'સાત્વિક જીવનેચ્છા'

# અનુવાદકના બે બોલ

પરમાત્માની કૃપા કે 'સાત્વિક જીવન' નામક એક ગ્રંથરત્ન મારા હાથમાં આવવા પામ્યું અને એને સાદ્યન્ત વાંચવાનો સુયોગ મને પ્રાપ્ત થયો. એ ગ્રંથે મારી જીજ્ઞાસાને એટલી સીમા પર્યંત તિવ્ર બનાવી દીધી, કે એને પુનઃ પુનઃ વાંચવાની પ્રેરણાને હું દાબી શક્યો નહિ. એટલું જ નહિ, પણ એ ગ્રંથનું ગુજરાતીમાં ભાષાંતર કરવાની લાલચ મને થઇ આવી. એ લાલચને માન આપીને મેં ભાષાંતર તૈયાર કરી પણ નાખ્યું. મૂળ લેખકને પૂછાવ્યા સિવાય ભાષાંતર કરવામાં, મેં એક સાહસ જ કર્યું હતું, એમ કહું તો ચાલે. પરન્તુ જણાવતાં મને હર્ષ થાય છે, કે મારા એ પ્રયાસને મૂળ લેખક તરફથી સત્કાર મળવા ઉપરાંત, ભાષાંતરને પ્રકટ કરવાનો ભાર પણ એમણે સ્વીકારી લીધો. તે મુજબ 'સાત્વિક જીવન'નું ગુજરાતી ભાષાંતર આ સ્વરૂપમાં પ્રકટ થઇ શક્યું છે.

એક બીજો પણ હર્ષનો વિષય છે. બંગભૂમિના સુપ્રસિદ્ધ કવિસમ્રાટ શ્રી. રવિન્દ્રનાથ ટાગોરે પોતાની સંમતિ પ્રદાન કરીને પુસ્તકની પ્રતિષ્ઠા ખૂબ જ વધારી દીધી છે. તદુપરાંત પોતાના જીવન–પુરાણમાંના એક અતિ ખાનગી પૃષ્ઠને જગતના ચોકમાં ઉઘાડું મુકી દીધું છે. આત્મજ્ઞાન અને પરમાત્મજ્ઞાનના જીજ્ઞાસુ

આત્માને માટે કવિવર શ્રી. ટાગોરના સાત્વિક જીવનની એ 'અતિ ખાનગી વાત' માર્ગદર્શક નીવડશે, એમ હું માનું છું. માત્ર એક જ પ્રાર્થનાપત્રનો સ્વીકાર કરી, પોતાના ઉપર રહેતા નિરંતરના બોજામાં પણ, પોતાની સંમતિ આપવાની, જે ઉદારતા દર્શાવવામાં આવી છે, તે બદલ હું તેમનો—એ પરમ પવિત્ર આત્મગુરૂનો—અત્યંત ઋણાભારી છું. 'સાત્વિક જીવન'ની વ્યવહારોપયોગિતા શ્રી. ટાગોરની સંમતિમાંથી અનાયાસે પણ ઉપલબ્ધ થઇ શકે છે, તેથી તદ્વિષયક કાંઇપણ લખવાની પ્રેરણાને હું માન આપતો નથી.

અંતમાં, 'સાત્વિક જીવન'ની હિન્દી અને ગુજરાતી ભાષાની અનેક આવૃત્તિઓ વિના મૂલ્યે વ્હેંચવાની, શ્રી. રામગોપાલજી મોહતાની સાત્વિક પ્રવૃત્તિ પ્રસંશનીય જ માત્ર નહિ; લોક સમુદાયને માટે ઉપકારક અને અત્યંત હિતાવહ છે. જનસમાજ તેનો બહોળા પ્રમાણમાં લાભ લેવા પ્રેરાય અને શ્રીમદ્‌ભગવદ્‌ગીતાકથિત કર્મ અને ધર્મને જીવન–વ્યવહારમાં સમુચિત સ્થાન આપી, આત્મોન્નતિની સાધનામાં તત્પર થાય, એવી આશા સાથે, મારા આ ગુજરાતી ભાષાંતર માટે સંતોષ અને સંમતિ પ્રદાન કરીને, તેને પુસ્તિકાકારે પ્રકાશમાં મૂકનાર શ્રી. રામગોપાલજી શેઠનો—મારા એ પરમ પૂજ્ય વડીલશ્રીનો—પુનઃ પુનઃ આભાર માની હું સંતોષ અનુભવું છું:

અનુવાદક

મુંબઇ,
તા. ૧: જુન: ૧૯૨૮

શિવલાલ ત્રિભુવન કવિ

# પુસ્તક--પરત્વે

---

ઉષાના સ્નિગ્ધ પ્રકાશમાં જગત્ નિમજ્જન કરે ત્યારે હુ સ્નાન કરૂં છું. ખાસ એક ખંડ મ્હેં ધ્યાન કરવા માટે રાખ્યો છે, તેમાં હું અતિ સ્વચ્છ બનીને દાખલ થઉં છું; અને એક સ્વચ્છાસનપર સ્થિતપણે બેસું છું. એકાગ્રચિત્તે, અંતઃકરણની સંકલ્પસૃષ્ટિ ઉપર વિગ્રહ કરીને, તદ્દન પ્રશાંત સ્થિતિમાં, હુ પરમાત્માની મૂર્તિનું ધ્યાન ધરૂં છું. ભીંતપર લટકાવેલી શ્રી કૃષ્ણચન્દ્રની પ્રતીમાને હું હૃદયદેશમાં કલ્પું છું. જ્યારે મ્હારી એકાગ્રતા પૂર્ણ થાય ત્યારે મ્હારી એ કલ્પનાને હું મુર્ત્તસ્વરૂપમાં જોવા ભાગ્યશાળી બનું છું. પ્રમથ મ્હારા હૃદયાકાશમાં એટલો પ્રકાશ પથરાઈ જાય છે, કે જે મ્હારા આ વૃદ્ધત્વમાં પ્રાણપ્રદ આશ્વાસનની ગરજ સારે છે. એ દિવ્ય પ્રકાશ પૂર્ણત: ફેલાયા પછી, તે પ્રકાશના મધ્યમાં મ્હને એક તેજોમયી મૂર્તિ દેખાય છે. નખથી શિખા પર્યન્ત એ મૂર્તિ

તેજના પરમાણુઓની જ બનેલી હોય નહિ, એવી ત્હે તેજ તેજાકાર ભાસે છે. એ દિવ્યદર્શનથી મ્હારી આંખોમાં અશ્રુઓ આવી જાય છે અને હૃદય આનંદોલ્લાસથી થડકી ઉઠે છે: શરીરનું ભાન મ્હને એ વખતે નથી રહેતું, એમ મ્હારા આત્મીયો મ્હને કહે છે; અને ત્હે અસત્ય નથી. મ્હારા અંતઃકરણનાં પ્રાંગણમાં પધારેલી એ દિવ્યમૂર્તિ સાથે મ્હેં અનેકવાર વાર્ત્તાલાપ કર્યો છે. જો કે એ વાર્ત્તાલાપ પ્રકટ કરી શકવા હું તદ્દન જ અસમર્થ છું. આ પ્રમાણે મ્હારાથી પરમાત્માનો સાક્ષાત્કાર થઇ શકયો છે. મ્હારી આ અતિ ખાનગી વાત મ્હારા અમૂક આત્મીયો સિવાય કદાચ અન્ય કોઈ નહિ પણ જાણતું હોય. આજે મ્હારી એ અતિ ખાનગી વાતને પ્રકાશિત કરવાની મ્હને ફરજ પડી છે અને એ ફરજને ઉપસ્થિત કરવાનું માન 'સાત્વિક જીવન' નામક ગ્રંથને ઘટે છે, કે જેમાં શ્રીમદ્ભગવદ્ગીતાનું દોહન અધિકાંશે આલેખાયલું છે અને મ્હારા પરમાત્મજ્ઞાનમાં શ્રીમદ્ભગવદ્ગીતાએ જ એ માર્ગે મ્હને મ્હડાવ્યો છે.

ભગવાન શ્રી કૃષ્ણચન્દ્રે 'ગીતાગ્રન્થ'દ્વારા, ધર્મ-સૂત્રોનો જે સંગ્રહ આપણને આપ્યો છે તે અત્યંત અમુલ્ય અને અદ્વિતીય છે. સાહિત્યનું એ સર્વશ્રેષ્ઠ રત્ન છે. સત્શાસ્ત્રો એના આધાર પર જ રચાયાં છે એવો મ્હારો

અધિન મત છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતા–કથિત ધર્માનુસાર જે મનુષ્ય વ્યવહારમાં અતિ સાવધ રહે, તે મનુષ્ય આલોક અને પરલોકમાં શ્રેષ્ઠ સ્થાન મેળવે એ નિઃશંક છે. એવા એક અદ્વિતીય, જીવોદ્ધારક અને પરમ ધાર્મિક ગ્રન્થ ઉપર આજ સુધીમાં અનેક રીતે પ્રકાશ પાડવામાં આવ્યો છે, પરન્તુ હું જાણું છું ત્યાં સુધી એવો એક પણ પ્રયાસ કરવામાં આવ્યો નથી, કે જે સાધારણ મનુષ્યને વ્યવહારોપયોગી નીવડે. જો કે એક ન્હાનકડું પુસ્તક મ્હને હમણાં વાંચવા મળ્યું છે, ત્હેમાં આવો પ્રકાશ હું જોઇ શકયો છું. શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનું ઉપયોગી રહસ્યદોહન અને ત્હે અનુસાર વ્યવહારનિદર્શન દર્શાવીને 'સાત્વિક જીવન'ના લેખકે સાહિત્યમન્દિરને સુવર્ણકળશની ભેટ ધરી છે. કનિષ્ટ અંશને ત્યાજય માનનાર પ્રાણીઓને માટે તો, ગટરોને લીધે, સુંદર, સુગંધિત ખંડોવાળા મહાપ્રાસાદો અને પૃથ્વીપરના અશુચિસ્થાનોને લીધે, સમગ્ર સૃષ્ટિ પણ ત્યાજય જ ગણાવી જોઇએ ! શરીરમાં પણ સદાય રહેતા મળ–મૂત્રોના અંશોને લીધે આખું શરીર પણ ત્યાજય જ મનાવું જોઇએ ! આવી ભ્રામક માન્યતાથી તો જગત્‌માં જીવવાનું જ અશકય થઇ પડે: "જેના વિચાર અને વર્ત્તનમાં સત્ત્વગુણ વિશેષ હોય તે મહાત્મા." એ વ્યાખ્યા સત્ય અને ઉપકારક છે, એમ હું માનતો આવ્યો છું.

ઉન્નતિના સાધક જીવે કનિષ્ઠ તત્ત્વનો પણ સદુપયોગ કરી લેવો જોઇએ. કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર, મમતાદિ વિકારોને પણ, જો ઉચિત સ્વરૂપે, વ્યવહારમાં યોજાય તો ત્હેનો એ સદુપયોગ મનુષ્યને અવશ્ય હિતકર નિવડે. 'સાત્વિક જીવન' માં આ વિષય પરત્વે સુન્દર પ્રકાશ પાડવામાં આવ્યો છે. કનિષ્ઠ તત્ત્વોનો પણ કોઇને કોઇ રીતે સદુપયોગ થઇ શકે છે, એ 'સાત્વિક જીવન'ના લેખકે સ્તુત્યપણે સ્હમજાવ્યું છે. સ્વાત્મા અને સ્વાત્મીઓપ્રતિ મનુષ્યે સ્વકર્ત્તવ્ય એકનિષ્ઠાથી કરવાની જેટલી આવશ્યકતા અનિવાર્ય છે, તેટલી જ—બલ્કે તેથી અધિક પણ, રાષ્ટ્ર અને રાષ્ટ્રીય બંધુઓપ્રતિ મનુષ્યે પોતાનું કર્ત્તવ્ય બજાવવાની અનિવાર્ય પરમાવશ્યકતા છે.

સાત્વિકતા મનુષ્યના જીવનમાં ભારોભાર હોવી જોઇએ. જે મનુષ્ય રજોગુણ અને તમોગુણમાં જ જીવન વ્યતિત કરે છે, ત્હે મનુષ્યને આપત્તિ અને દુઃખ માટે રાહ જોવી પડતી નથી. મનુષ્યોદ્ધારક સત્વગુણ પરમાત્માને અત્યંત પ્રિય છે, એ મ્હારા અનુભવની હકીક્ત છે.

કર્ત્તવ્ય—કર્મ સ્વાધિકારની મર્યાદામાં છે; પણ ત્હેનું ફલ એ મર્યાદામાં નથી. એ માટે મનુષ્યધર્મ એવો હોવો ઘટે કે ફલાશાનો ત્યાગ જ રાખવો અને સ્વધર્મ—કર્મમાં

રત રહેવું. આસક્તિ એ માયાનો મોહનું ઉત્પાદ છે. આત્મિક ઉન્નતિના સાધકે સૃષ્ટિના કોઈ પદાર્થમાં કે સંબંધીઓમાં આસક્તિ ન રાખવી ઘટે. મોહનો ફાંસો મનુષ્યને કર્તવ્યચ્યુત બનાવી દે છે.

ઉપાસના, તપ અને જ્ઞાનના પ્રકાર વિષે એક સ્વતંત્ર ગ્રંથ લખાય એટલો એ વિશાળ વિષય છે. 'સાત્વિક જીવન'માં એ તત્ત્વ ત્રિપુટીમાં જે શુભાશુભ પ્રકાર દર્શાવવામાં આવ્યા છે, તે સ્તુત્ય અને પ્રશંસનીય છે.

એ રીતે 'સાત્વિક જીવન' નામક પુસ્તક, ત્હેનું સ્વરૂપ ન્હાનું હોવા છતાં, મહાભારત જ્ઞાન પુરૂં પાડે છે. હિન્દી ભાષામાં લખાયલી ને છપાયલી પ્રત અને ત્હેનું ગુજરાતી હસ્તલિખિત ભાષાંતર મ્હેં વિચારપૂર્વક વાંચ્યા છે અને મ્હને તો લાગ્યું છે, કે મનુષ્યના જીવનવ્યવહારમાં માર્ગદર્શક એવા આ અમૂલ્ય પુસ્તકનો વિનામૂલ્ય પ્રચાર કરીને, પ્રકાશકે એક મહાન્ ઉપકાર જ કર્યો છે. ગુજરાતી ભાષાંતર તેટલી જ સાદી અને સરળભાષામાં યોજાયલું છે, એ હર્ષનો વિષય છે. ગુજરાતી 'સાત્વિક જીવન'ની છપાયલી પ્રત જોવા કોણ નહિ આતુર હોય? અને ગુજરાતી પ્રતો પણ વિનામૂલ્ય જ વ્હેંચવામાં આવે એટલી સૂચના કરવા હું લલચાઉં છું.

અંતમાં, મ્હારી જે અતિ ખાનગી વાત મ્હેં મથાળે દર્શાવી છે; ત્હેનું કારણ હવે સ્હમજાયું હશે. શ્રીમદ્ભગવદ્ગીતાનુસાર આચારવ્યવહાર રાખવાથી મ્હારી એટલી આત્મોન્નતિ થઇ શકી છે, એમ જનસમાજ જાણવા પામે અને તેથી લોકો એ મુજબ વર્ત્તવા પ્રયત્ન કરે, કે જે 'સાત્વિક જીવન' નું કેન્દ્ર છે;*

શાન્તિનિકેતન :
તા. ૨ : મે : ૧૯૨૮

રવિન્દ્રનાથ ટાગોર

---

* વિદેશયાત્રાની તૈયારીનો બોજો મ્હારા મનપર ન હોત તો, જે વિચાર પ્રસ્તુત પુસ્તકપરત્વે મ્હેં અહિં ફુલોના રૂપમાં આપ્યા છે, તેનો હું એક સુંદર ફુલહાર બનાવીને જરૂર જ આપત: પણ મ્હારી એ ઉણપ મ્હને ખૂંચે છે :—ટાગોર

# પ્રસ્તાવના



પ્રાયઃ જોવામાં આવે છે, કે મનુષ્ય જ્યાં સુધી સંસારમાં પોતાને સુખી સમજે છે, ત્યાં સુધી એને પોતાની દેહ અને એની સાથે સંબંધ રાખનારા પદાર્થોથી અતિરિક્ત કોઈ વિષયની ચિન્તા કરવાની આવશ્યકતા પ્રતિત થતી નથી. એને નિશ્ચય રહે છે, કે આ શરીર અને આ શરીરના સંબંધી તથા એના કામમાં આવનારા પદાર્થો જ સંસારમાં સર્વ કાંઇ છે; એથી એ અતિરિક્ત કોઈ વાતથી એને કાંઇ પણ પ્રયોજન હોતું નથી.

જ્યારે શરીર આરોગ્ય હોય, ખાન-પાનાદિને માટે ઉચિત સાધન અને સ્ત્રી-પુત્રાદિ પરિવાર પણ પ્રસ્તુત હોય, ત્યારે એ પોતાને કૃતકૃત્ય માને છે. જો ગરીબ હોય તો લુખુંસુખું અન્ન ખાઇને, ફાટેલાં-પુરાણાં વસ્ત્ર પહેરીને, ઘાસની ઝુંપડીમાં પોતાનાં સ્ત્રી-પુત્રની સાથે ગુજારો કરવામાં મસ્ત રહે છે અને જો અમીર હોય તો ષટ્-રસયુક્ત અનેક પ્રકારનાં મિષ્ટાન્ન ભોજન કરીને, ફેશનેબલ કપડાં પહેરીને, ઉંચી અટારીઓમાં નાના પ્રકારના એશ-આરામ કરીને, પોતાને સુખી માને છે. અનેક મંદભાગ્ય એવા પણ હોય છે, કે જે

શારીરિક, આર્થિક અને કૌટુમ્બિક ક્લેશોમાં ગ્રસિત બનીને, દિનરાત દોડાદોડી કરીને પોતાના પ્રારબ્ધને વખોડતા રહે છે. પરંતુ, છતાં પણ, પોતાની એ દશામાં નિમગ્ન રહે છે. એ રીતે સુખી, દુઃખી ધની, દરિદ્ર સૌ આ સંસારચક્રના મોહમાં ફસાયલા જ રહીને પોતાની જીવનયાત્રા કરી રહ્યા છે.

પોતે પોતાને સુખી માનવાવાળા લોકો એ સમજે છે, કે અમે સદા સુખી જ રહીશું અને હીનાવસ્થાવાળા લોકોને જોઈને એ વિચાર કરે છે, કે એ લોકો અમારાથી કોઈ ભિન્ન શ્રેણીના જીવ છે. છતાં જ્યારે પોતાના સુખની અવસ્થા બદલાતાં સંકટ ઉપસ્થિત થાય છે ત્યારે રડે છે અને ચીડાય છે અને દેવપર દોષારોપણ કરીને એ બગડેલી અવસ્થામાં જ નિમગ્ન રહીને જન્મ વિતાવી દે છે. એ વાતનો વિચાર ન કોઈ સુખની અવસ્થામાં કરે છે અને ન દુઃખની અવસ્થામાં; કે સુખ-દુઃખ, ધન-દારિદ્રય આદિ દ્વંદ્વ કેમ થાય છે અને દૈવ અથવા પ્રારબ્ધ જેના માથે સર્વ દોષો ચડે છે, એ શું વસ્તુ છે? અધિકાધિક વિચાર કરે છે તો ઇશ્વર યા અન્ય કોઈ દેવી-દેવતાઓને માની લે છે અને સંકટનિવારણ તથા સાંસારિક સુખોની પ્રાપ્તિ અને વૃદ્ધિને માટે એની સહાયતા લે છે. એ સિવાય એના માટે મનુષ્યનું બીજું કોઈ કર્ત્તવ્ય શેષ રહેતું નથી.

એ લોકો અન્ય પ્રાણીઓની પેઠે જન્મ લઇને, ખાનપાનમાં સંતાન ઉત્પન્ન કરવામાં તથા એનું પાલન આદિ કરવામાં જ આયુષ્ય વિતાવી દેવી એ મનુષ્યજન્મના કર્તવ્યોની ઇતિશ્રી સમજે છે. એવા લોકોના વિષયમાં તો કાંઇ કહેવા છતાં નથી બનતું; પરંતુ કંઈ

લોકો એવા પણ છે, જે ઉપરોક્ત પશુવૃત્તિમાં સંતોષ કરતા નથી. એના ચિત્તમાં યા તો પોતાના પૂર્વ સંસ્કારોથી અથવા મહાન પુરૂષોની સંગતિથી કાંઇક સાત્વિક ભાવ જાગ્રત થઇ જાય છે અને એ બુદ્ધિથી કામ લેવા લાગે છે. એને સંસારની વિચિત્રતા, અનિત્યતા અને પરિવર્તનશીલતા દેખીને અનેક પ્રકારની શંકાઓ ઉત્પન્ન થાય છે અને એ વિચારે છે કે સંસાર શું છે? હું શું છું? આ સંસારથી મારો શો સંબંધ છે? એમાં આ વિચિત્રતા કેમ છે? આ સંસારનો રચનાર કોણ છે? અને આ વિચિત્રતાનો બનાવનાર કોણ છે? આ સંસારમાં કોઇ દુઃખી છે, કોઈ સુખી; કોઇ શ્રીમંત છે, કોઇ દરિદ્ર; કોઇ વિદ્વાન છે, કોઈ મૂર્ખ; કોઇ સ્વાધિન છે, કોઇ પરાધિન; કયારે શિત પડે છે, કયારે ગરમી, કયારે અતિવૃષ્ટિ થાય છે, કયારે અનાવૃષ્ટિ: તાત્પર્ય એ કે સ્થાયી કંઇ પણ નથી. જે વાત આજે છે એ કાલ નથી. ક્ષણક્ષણમાં પરિવર્તન થાય છે. આજ જે વાત સારી લાગે છે, એ કાલ ખરાબ થઇ જાય છે. આજ જે ચીજની આવશ્યકતા છે, કાલ એ બિલકુલ નકામી પ્રતિત થાય છે. એક સ્થાનપર જન્મોત્સવ મનાયો જાય છે તો બીજી જગ્યાએ મૃત્યુનો હાહાકાર મચી રહે છે. એક ચક્રવર્તિ રાજા હોય તો બીજો દાણા-દાણાને માટે મોહતાજ હોય; આજ જ્યાં મહાન્ નગર વિદ્યમાન હોય ત્યાં કાલ એ સ્થાન સુનસાન અને વેરાન થઇ જાય છે. ક્યાં સુધી ગણાવ્યું જાય?

સંસારની એ વિચિત્રતા અને અસ્થિરતાને જોઇને, સાથે સાથે પોતાના શરીરની પ્રતિક્ષણ બદલાતી પરિસ્થિતિપર વિચાર કરવાથી મોટો ગભરાટ ઉત્પન્ન થાય છે અને એ જાણવા માટે કુતુહલ ઉપજે

છે, કે વાસ્તવમાં આ સંસાર મહા દુઃખદાયી અસ્થિરતા-રૂપ જ છે. શું એની અંદર કયાંય સત્ય, સ્થાયી સુખ પણ છે? અને જો છે તો કયાં અને એ કેવી રીતે પ્રાપ્ત થઇ શકે છે? એ વાતની શોધને માટે શાસ્ત્રી તથા વિદ્વાન પંડિત અને મહાત્માઓના શરણમાં જવું પડે છે. ત્યાં એને પત્તો લાગે છે, કે આ પરિવર્ત્તન-શીલ અને પ્રત્યક્ષમાં મહાન્ દુઃખદાયક પ્રતિત થનારો સંસાર સાચો નહિ પણ જુઠો છે. કારણ કે જે ચિજ સ્થિર નથી રહેતી એ સાચી થઇ શકતી નથી. પરંતુ આ જુઠા સંસારના મૂળમાં સદા એકરસ રહેનાર, અક્ષય, અવ્યક્ત, પરમાત્મસ્વરૂપ, મહાન્ આનંદ છે. જેની સાચી સત્તાથી આ એ સ્થિર સંસારની સત્તા પણ સાચી પ્રતિત થાય છે. એ પરમાત્માને પ્રાપ્ત થઇને મનુષ્ય કયારેય દુઃખી થઇ શકતો નથી જ્યાં સુધી પરમાત્માની પ્રાપ્તિ નથી થતી, ત્યાં સુધી જન્મ-મરણના ચક્રમાં ચાલતું રહેવું જ પડે છે. ચોર્યાસી લાખ યોનિઓમાં ભટકતાં ભટકતાં ગર્ભ દુઃખ, જરા દુઃખ, વ્યાધિ દુઃખ, મરણ દુઃખ, અને આધિભૌતિક, આધ્યાત્મિક તથા આધિદૈવિક અનેક પ્રકારનું કષ્ટ ભોગવવું જ પડશે. જે સુખ આ સંસારના પદાર્થોમાં પ્રતિત થાય છે એ વાસ્તવમાં સુખ નહિ, કિન્તુ સુખનો ક્ષણિક આભાસ માત્ર છે, એનું પરિણામ દુઃખરૂપ છે; કારણ કે પદાર્થોના ભોગ-કાલ પછી તુરત જ એનું પરિણામ દુઃખરૂપ થઇ જાય છે. એ માટે સાંસારિક પદાર્થોના સુખમાં તલપાપડ રહેવાથી દુઃખ સિવાય સુખ ત્રણ કાલમાં પણ મળતું નથી. સુખ કેવલ પરમાત્માની પ્રાપ્તિથી જ થાય છે અને પરમાત્માની પ્રાપ્તિ ધર્મથી થાય છે.

હવે પ્રશ્ન ઉઠે છે કે, ધર્મ શું છે? એ પ્રશ્ન એટલો ગહન અને જટિલ છે, કે એને સમજાવવું એ મહા કઠિન થઇ પડે છે. કોઇના મનમાં ઇશ્વરનું કોઇ નામ વિશેષ ઉચ્ચારણ કરવા માત્રમાં જ ધર્મ છે, કોઇના ચિત્તમાં નિત્ય સંધ્યાવંદન, બલિવૈશ્વદેવાદિ નિત્યકર્મ કરવું એ ધર્મ છે, કોઇ યજ્ઞયાત્રાદિને જ ધર્મ માને છે, કોઇ કહે છે કે પરલોકમાં મળનારા પદાર્થોનું દાન કરવું એ ધર્મ છે, કોઇ લાંબુ તિલક કરી ન્હાવા-ધોવામાં, ચોકા ચુલામાં, કાચી-પાકી, છુટછાટ રાખવામાં ધર્મ સમજે છે; કોઇ વિશેષ સંપ્રદાયનો અનુયાયી બનીને એના બાંધેલા નિયમો મુજબ ચાલવામાં અને એ માર્ગમાં દ્રવ્ય વાપરવામાં ધર્મ માને છે, કોઇ દેવી-દેવતાઓની સન્મુખ બલિ ચડાવવાને ધર્મ સમજે છે. કોઇ અનેક પ્રકારના વ્રતોપવાસ, તપાદિ કરવાથી ધર્મની પ્રાપ્તિ માને છે. કોઇ દેવ-દર્શન તીર્થ સ્નાનાદિ કરવામાં જ ધર્મ માને છે અને કોઇ સામાજિક રીત-રિવાજ અને રૂઢિઓપર કટ્ટરતા રાખવી એને સનાતનધર્મ સમજે છે: એ રીતે અનેક પ્રકારના લોકોના નાના પ્રકારના અગણિત ધર્મ દેખીને ચિત્તમાં ભ્રમ ઉપન્ન થઇ જાય છે અને ધર્મ શું છે, એનું કાંઇ પણ સંતોષજનક સમાધાન થતું નથી.

છતાં ધર્મશાસ્ત્રની શોધ કરવામાં આવે છે તો ત્યાં વર્ણાશ્રમના જુદા-જુદા ધર્મ અને દેશ કાલાદિની પરિસ્થિતિ અનુસાર વિવિધ પ્રકારના ધર્મોનું વિધાન જોવામાં આવે છે. શાસ્ત્રોમાં મનુષ્યમાત્રને માટે દશ-સાધારણ ધર્મ બતાવવામાં આવ્યા છે. જ્યારે એનાપર વિચાર કરવામાં આવે છે ત્યારે સંશય ખુબ વધી જાય છે, કારણ કે ઉક્ત વિધાન કરેલા ધર્મો પરસ્પર એક-બીજાની વિરૂદ્ધ પ્રતિત થાય છે. એમાંથી કોનો સ્વીકાર કરવામાં

આવે અને કોને છોડી દેવામાં આવે એનો નિર્ણય કરવાનું અત્યંત કઠિન થઇ જાય છે અને વર્ત્તમાન સમયની પરિસ્થિતિમાં એનું પાલન કરવું એ અસંભવ જેવું છે. એવી અવસ્થામાં મનુષ્ય હતાશ બનીને કીંકર્ત્તવ્યવિમુઢ થઇ જાય છે; છતાં યા તો સંસારથી ધૃણા કરીને એને છોડી બેસે છે ( જેમાંથી અધિકાંશ લોકો ઉભય-ભ્રષ્ટ થઇ જાય છે ) યા સંશયમાં જ આયુષ્ય પુરી કરીને આ દેવદુર્લભ મનુષ્યજન્મ વ્યર્થ ગુમાવીને ચોરાશી લાખ યોનિયોના ચક્રમાં પડી રહે છે.

જો વાસ્તવમાં વિચાર કરીને જોવામાં આવે તો આ પ્રકારની ભયાનક અવસ્થાનું કારણ કેવળ સત્શાસ્ત્રોની અનભિજ્ઞતા જ છે. અધિકાંશ લોક તો સત્શાસ્ત્રોને જોતા-સાંભળતા જ નથી. જે થોડા મનુષ્યો જુએ-સાંભળે પણ છે એ એનાપર વિચાર નથી કરતા અને જે વિચાર કરે છે એ મત-મતાંતર અને સાંપ્રદાયિક આગ્રહનાં ચશ્માં ચડાવીને વિચાર કરે છે. એ માટે વાસ્તવિક તત્ત્વને પીછાણી ઓળખી શકતા નથી. જો સત્શાસ્ત્રોપર નિષ્પક્ષ દૃષ્ટિથી સારી રીતે વિચાર કરવામાં આવે તો ભ્રમમાં પડવાની યા સંશયમાં રહેવાની કોઇ વાત જ ન રહે, અને ન સંસાર છોડવાની પણ જરૂર રહે. એટલું જ નહિ, આ સંસાર દુ:ખરૂપ પણ પ્રતિત ન થાય. સત્શાસ્ત્રાનુસાર વ્યવહાર કરવાથી સંસારમાં રહેતા થકા, સર્વ કાર્ય કરતા થકા અને સર્વ ભોગ ભોગવતા થકા પણ પરમાત્માની પ્રાપ્તિ સહજમાં થઇ શકે છે અને જન્મ મરણ, જરા-વ્યાધિ આદિ દુ:ખોથી તથા ત્રિવિધ તાપથી અત્યંત નિવૃત્તિ થઇ શકે છે. શાસ્ત્રોનું ઝાઝું મંથન કરવાની-ઝાઝા ઉંડા પાણીમાં પેસવાની કોઇ આવશ્યકતા

નથી; કેવળ ૭૦૦ શ્લોકની શ્રીમદ્ ભગવદ્ગીતાનું સારી રીતે અધ્યયન કરીને, એ પર તાત્વિક દૃષ્ટિથી વિચાર કરીને, એ મુજબ વ્યવહાર કરવાથી જ બેડો પાર થઇ શકે છે.

લોક કહેશે કે ગીતાને તો પ્રત્યેક હિન્દુ સાંભળે છે અને માને છે, અનેક મનુષ્ય નિત્ય નિયમપૂર્વક પાઠ કરે છે અને એનો અર્થ સમજે છે અને ઘણા પુરુષો સારી રીતે વિચાર પણ કરે છે, એનો બેડો પાર કેમ નથી થતો? એનો ઉત્તર એ છે કે યદ્યપિ લોકો ગીતાનો પાઠ કરે છે, સાંભળે છે અને વિચાર કરે છે, પરંતુ તાત્વિક દૃષ્ટિથી એનો વિચાર ઘણા થોડા સજ્જનો કરે છે. જે કરે છે એ પણ મત-મતાંતર અને સાંપ્રદાયિક દૃષ્ટિને અલગ નથી રાખતા અને શ્રીમદ્ભગવદ્ગીતાનુસાર વ્યવહાર તો વિરલા સજ્જન કરતા હશે. જો લોકો શ્રીમદ્ભગવદ્ગીતાનો તાત્વિક દૃષ્ટિથી વિચાર કરીને એ મુજબ વ્યવહાર કરવા લાગી જાય તો એ વાત દાવાની સાથે કહી શકાય તેમ છે, કે એને કોઈ પ્રકારનું દુઃખ થઇ શકતું નથી. જે દેશ અને જે જાતિના લોકો શ્રીમદ્ભગવદ્ગીતાની અનુસાર જેટલો અધિક વ્યવહાર કરે છે, એટલું જ અધિક સુખ એને પ્રાપ્ત થાય છે. એ જ દેશ અને એ જ જાતિ ઉન્નતિશીલ થાય છે, જે શ્રીમદ્ભગવદ્ગીતાની અનુસાર વ્યવહાર કરે છે. એને કોઇ વાતની ઊણપ ક્યારેય નથી રહેતી અને સંસારના સર્વ પદાર્થો એની સન્મુખ ઉપસ્થિત રહે છે. એ સ્વભાવથી જ સ્વાધિન રહે છે. પરાધિનતા એની નજીક ફરકતી પણ નથી. આ લોક અને પરલોક ઉભય પ્રકારનું શ્રેય એને પ્રાપ્ત થાય છે.

જે મનુષ્ય શ્રીમદ્દભગવદ્ગીતાનુસાર વ્યવહાર કરે છે, એને સાંસારિક બંધનથી મુક્ત થવામાં અને પરમપદની પ્રાપ્તિ કરવામાં વાર લાગતી નથી. એ કામ કોઇ મહાન કઠિન પણ નથી, કિન્તુ સુ-સાધ્ય છે. જ્યાં સુધી આરંભ કરવામાં આવતો નથી ત્યાં સુધી જ દુઃસાધ્ય પ્રતિત થાય છે. જ્યાં એ તરફ ધ્યાન લાગ્યું કે કોઇ કઠિનતા પ્રતિત થતી નથી.

લોકમાન્ય તિલક મહારાજે ગીતારહસ્ય રચીને સંસારપર સારી રીતે પ્રકટ કરી દાખું છે, કે મનુષ્ય શ્રીમદ્ભગવદ્ગીતાનુસાર કઈ રીતે વ્યવહાર કરી શકે છે અને એના કરવાથી મનુષ્ય ઉભય પ્રકારના શ્રેયને કઇ રીતે પ્રાપ્ત થઇ શકે છે ? તિલક મહારાજ-રચિત ગીતા–રહસ્યનો આશ્રય લઇને પોતાની સમાજની પરિસ્થિતિને લક્ષમાં રાખીને અમે લોકો શ્રીમદ્ભગવદ્ગીતાનુસાર કઇ રીતે વ્યવ-હાર કરી શકીએ છીએ, જેથી અમારા આલોક અને પરલોક ઉભય સુધરી જાય !

એનું નિરૂપણ કરવું એજ આ નિબંધનો ઉદ્દેશ છે. જો એમાં સફલતા પ્રાપ્ત થઇ અને સુજ્ઞ સજ્જનોએ એને પસંદ કર્યો તો હું મને કૃતકૃત્ય સમજીશ.

આ નિબંધનો મૂલાધાર આત્મજ્ઞાન છે. એ માટે એના પ્રારં-ભમાં આત્મવિચારનો કંઇક વિષય રાખવો, એ અત્યંત આવશ્યક સમજીને રાખવામાં આવ્યો છે. સંભવ છે કે ઘણા સજ્જનોને એને

સમજવામાં કઠિનતા જણાશે, પરંતુ જો એ કૃપા કરીને ગીતારહસ્યનું કાંઇક અધ્યયન કરી લેશે તો કોઇ પણ કઠિનતા જણાશે નહિ.

જે સજ્જન એવું ન કરી શકે એ આ નિબંધમાં જ્યાંથી સાત્વિકી અને રાજસી વ્યવહારોના સદુપયોગ અને દુરૂપયોગનું સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે, ત્યાંથી વાંચીને એ મુજબ વ્યવહાર કરવાની કૃપા કરે.

વિષય કાંઇ વિચારણીય અવશ્ય છે. એ માટે પાઠક મહોદયોને વિશેષ નિવેદન છે, કે એ આ નિબંધને કેવળ કોઇ ઉપન્યાસની પેઠે ન વાંચતાં, એની પ્રત્યેક વાતપર સારી રીતે વિચાર કરે.

નિવેદક:—
**શ્રી. રામગોપાલ મોહતા**
**બીકાનેર**



# સાત્વિક જીવન

## વિષય--પ્રવેશ

મનુષ્યદેહનું વાસ્તવિક પરમ ધ્યેય સત્ય અને અક્ષય સુખની પ્રાપ્તિ કરવી એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે. એ સત્ય અને અક્ષય સુખ કેવળ પરમાત્માની પ્રાપ્તિમાં જ છે, અન્ય કોઇ પદાર્થમાં નથી.

**ब्रह्मणो हि प्रतिष्ठाऽहममृतस्याव्ययस्य च ।**
**शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्तिकस्य च ॥**

—गी० अ० १४--२७

**અર્થ**—અમૃત અને અવ્યય બ્રહ્મનું, શાશ્વત ધર્મનું એકાંતિક અર્થાત્ પરમાવધિના અત્યંત સુખનું સ્થાન હું પરમાત્મા જ છું.

**बाह्यस्पर्शेष्वसक्तात्मा विन्दत्यात्मनि यत्सुखम् ।**
**स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षयमश्नुते ॥**

—गी० अ० ५—२१

**અર્થ**—બાહ્ય પદાર્થોના ( ઇન્દ્રિયોથી થનાર ) સંયોગમાં અર્થાત્ વિષયોપભોગમાં જેનું મન આસક્ત ન હોય એને જ આત્મ સુખ મળે છે અને બ્રહ્મયોગમાં લાગેલો એ પુરૂષ અક્ષય સુખનો અનુભવ કરે છે. અર્થાત્ અક્ષય સુખ સ્વાત્મા-પરમાત્માની સાથે એકતાનો અનુભવ પ્રાપ્ત કરવામાં જ છે, સંસારના વિષયભોગમાં નહિ.

પરમાત્મા જ્ઞાનગમ્ય છે, એટલે એનું જ્ઞાન થવાથી સત્ય સુખ પ્રાપ્ત થાય છે.

**ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।**
**ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य विष्ठितम् ॥**

—गी० अ० १३—१७

**અર્થ**—પરમાત્મા તેજના તેજ અને અંધકારથી દૂર છે. જ્ઞાન ( જ્ઞાન સ્વરૂપ ) જ્ઞેય ( જાણવાજોગ ), જ્ઞાન-ગમ્ય અર્થાત્ જ્ઞાનથી જ પ્રાપ્ત થનારા છે, અને એ બધાના હૃદયમાં રહે છે.

પરમાત્માનું જ્ઞાન સત્વગુણી વ્યવહારો અર્થાત્ દૈવી સંપત્તિના ગુણોને ધારણ કરવાથી પ્રાપ્ત થાય છે.

---

सत्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च ।
प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥

—गी० अ० १४-१७

અર્થ—સત્વગુણથી જ્ઞાન, રજોગુણથી લોભ અને તમોગુણથી પ્રમાદ, મોહ અને અજ્ઞાન ઉત્પન્ન થાય છે.

પરમાત્મપ્રાપ્તિની યોગ્યતા કેવળ મનુષ્યદેહમાં જ હોય છે, અન્ય કોઈ પણ દેહમાં તેવી યોગ્યતા નથી.

मां हि पार्थ व्यपाश्रित्य येऽपिस्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥

—गी० अ० ९-३२

किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥

—गी० अ० ९-३३

અર્થ—મારો આશ્રય કરીને હે પાર્થ ! સ્ત્રી, વૈશ્ય અને શૂદ્ર તથા જે પાપયોનિ છે, તે પણ પરમ ગતિને પામે છે, પછી પુણ્યવાન અને મારા ભક્ત બ્રાહ્મણો તથા રાજર્ષિઓ (ક્ષત્રીઓ)નું તો કહેવું જ શું ? તું આ લોક અર્થાત્ મનુષ્યદેહ પામીને મારું ભજન કર, કારણ કે આ લોક અનિત્ય છે, અર્થાત્ ચિરકાલ પર્યંત રહેનાર નથી. અને અસુખ છે: અર્થાત્ જન્મ, મરણ, જરા, વ્યાધિ આદિ પાછળ લાગી રહેવાથી આ લોક વાસ્તવિક સુખદાયક નહિ, કિન્તુ દુઃખદાયક છે.

એ માટે આ મનુષ્યલોકમાં આવીને શિઘ્ર સત્ય સુખ પ્રાપ્ત કરવાનું સાધન કરી લેવું જોઇએ—એટલા માટે કે પુનઃ વારંવાર મર્ત્યલોકમાં આવવું ન પડે. કારણ કે પરમાત્માનું ભજન કરીને એને પ્રાપ્ત કરવાની યોગ્યતા આલોકમાં જ છે. એના સિવાય બ્રહ્મલોક અને સ્વર્ગલોકાદિમાં પણ એને પ્રાપ્ત કરવાની યોગ્યતા નથી.

**आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।**
**मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते ॥**

**—गी० अ० ८–१६**

**અર્થ**—હે અર્જુન ! બ્રહ્મલોકથી લઇને સ્વર્ગાદિ દેવલોક પર્યંત જેટલા લોક છે, ત્યાંથી કયારે ને કયારે આ લોકમાં પાછું ફરવું પડે છે. પરન્તુ હે કૌન્તેય ! મારામાં મળી જવાથી પુનર્જન્મ થતો નથી.

આથી નિશ્ચય થાય છે કે બીજા જેટલા લોક છે, એનામાં પરમાત્માને મળવાની યોગ્યતા નથી. ત્યાંથી પાછા ફરીને અંતમાં આલોકમાં જ આવવું પડે છે, પરન્તુ આ મનુષ્યલોકમાં પરમાત્માને મળવાની યોગ્યતા સત્ય સુખ અને અક્ષયસુખની પ્રાપ્તિને અર્થે, મનુષ્યે શ્રીમદ્ ભગવદ્ગીતાના વ્યાપક અને વ્યાવહારિક અર્થને લક્ષમાં રાખીને મનુષ્યદેહના કર્ત્તવ્યોનું સાત્વિક વ્યવહારોદ્વારા પાલન કરવું અને રજોગુણી, તમોગુણી અને આસુરી વ્યવહારોનો ત્યાગ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.

—◆—

# પ્રથમ કર્તવ્ય

મનુષ્યનું પ્રથમ અને સર્વથી અધિક આવશ્યક કર્તવ્ય સ્વપ્રાપ્તિ એટલે આત્મપ્રાપ્તિ છે. અર્થાત્ આધ્યાત્મિક ઉન્નતિદ્વારા પોતે પોતાને યથાવત્ જાણીને, આત્મા-પરમાત્માની એકતાનો અનુભવ કરવો, એ છે.

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥

—गी० अ० ६-५

અર્થ—મનુષ્ય પોતાનો ઉદ્ધાર પોતે જ કરે, પોતે પોતાને પડવા ન દે, કારણ કે પ્રત્યેક મનુષ્ય સ્વયં સ્વબંધુ અથવા સ્વશત્રુ છે.

પ્રાયઃ જોવામાં આવે છે, કે "હું શું છું ?" ઘણાને એનું યથાર્થ જ્ઞાન નથી હોતું. અધિકતર લોકો શરીરને જ 'હું' માનીને ભ્રમમાં પડેલા છે. એ મલિન અહંકાર છે. અને સમસ્ત દુઃખનું મૂળ કારણ એ જ છે. એ ભ્રમને મટાડી દેવો એ અત્યંત આવશ્યક છે. વાસ્તવિક 'હું' આ શરીર નથી; કિન્તુ શરીરની અંદર જે સત્-ચિત્-આનંદ અથવા અસ્તિ, પ્રિયરૂપે રહેનારો, નિત્ય, નિર્મળ, અવ્યય, અનાદિ, અનંત, અસંગ, અચળ, અદ્વિતીય, સર્વવ્યાપક અવિનાશી આત્મા છે એ જ 'હું' છું, એવો દૃઢ નિશ્ચય થવો જોઇએ. એ શુદ્ધ સાત્વિક અહંકાર છે.

उपद्रष्टाऽनुमन्ता च भर्ता भोक्ता महेश्वरः ।
परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन् पुरुषःपरः ॥

—गी० अ० १३-२२

અર્થ—આ દેહમાં ઉપદ્રષ્ટા (સમીપ રહીને જોનાર) અનુમંતા [અનુમોદન કરનાર], ભર્તા [ભરણ પોષણ કરનાર], ભોક્તા (ઉપભોગ કરનાર) ને જ મહેશ્વર અને પરમાત્મા પણ કહે છે.

अनादित्वान्निर्गुणत्वात्परमात्मायमव्ययः ।
शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते ॥

—गी० अ० १३-३१

અર્થ—હે કૌન્તેય ! અનાદિ અને નિર્ગુણ થવાથી અવ્યય પરમાત્મા શરીરમાં રહીને પણ કાંઇ નથી કરતા અને એને કોઈ પણ કર્મનો લેપ અથવા બંધન ચોંટતું નથી.

એ રીતનો નિશ્ચય અન્તઃકરણ શુદ્ધ હોવાથી થાય છે અને અન્તઃકરણ બુદ્ધિ અને મનના સાત્વિક વ્યવહારોથી શુદ્ધ બને છે. મન અને બુદ્ધિ સાત્વિક કરવાને માટે સર્વથી પ્રથમ સર્વાત્મસામ્યભાવ થવો આવશ્યક છે. અર્થાત્ એક જ પરમાત્મા સર્વત્ર સમાનભાવથી વ્યાપક છે એવો નિશ્ચય થવો જોઇએ.

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥

—गी० अ० ६-२९

અર્થ—સર્વત્ર સમાન દૃષ્ટિએ જોનારો યોગયુક્ત પુરુષ પોતાને બધા પ્રાણીઓમાં અને બધા પ્રાણીઓને પોતાનામાં દેખે છે.

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥

—गी० अ० ६–३०

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥

—गी० अ० ६–३१

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं सयोगी परमो मतः ॥

—गी० अ० ६–३२

અર્થ—જે મને [પરમાત્માને] સર્વમાં અને સર્વને મારામાં જુએ છે એનાથી હું ક્યારેય ભિન્ન નથી થતો અને તે પણ મારાથી ક્યારેય જુદો થતો નથી.

જે એકત્વબુદ્ધિ અર્થાત્ સર્વભૂતાત્મૈક્ય બુદ્ધિને મનમાં રાખીને સર્વ પ્રાણીઓમાં રહેનારા મને [પરમાત્માને] ભજે છે, એ કર્મયોગી સર્વપ્રકારે વર્તમાન હોવા છતાં પણ મારામાં જ રહે છે.

હે અર્જુન સુખ હો યા દુઃખ, પણ તે પોતાની સમાન બીજાને પણ થાય છે—એવી સર્વાત્મ સામ્યબુદ્ધિથી જોવા લાગે, તે કર્મ-યોગી પરમ અર્થાત ઉત્કૃષ્ટ ગણાય છે.

**सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।**
**अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्विकम् ॥**

—ગી૦ અ૦ ૧૮–૨૦

**અર્થ**—જે જ્ઞાનથી વિભક્ત અર્થાત્. ભિન્નભિન્ન સકળ પ્રાણિઓમાં એક અવિભક્ત અને અવ્યય ભાવ તથા તત્ત્વ જણાય છે એ સાત્વિક જ્ઞાન છે.

એ પ્રકારે જેની બુદ્ધિ સર્વોત્તમ સામ્યભાવમાં સ્થિત થાય છે, અર્થાત્ સકળ સૃષ્ટિના મૂળમાં એક આત્મતત્ત્વને સત્ય માને છે અને દૃશ્ય જગતની અનેક તથા નાનાવિધ ને નાશવાન્, અનિત્ય, પરિવર્તનશીલ, માયાના ખેલ માને છે, તેજ આત્મનિષ્ઠ બુદ્ધિ છે. અને એથી સત્ય સાત્વિક સુખ પ્રાપ્ત થાય છે.

**यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।**
**तत्सुखं सात्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥**

—ગી૦ અ૦ ૧૮–૩૭

**અર્થ**—જે પ્રથમ વિષ સદૃશ જણાય છે, પરન્તુ પરિણામમાં અમૃતતુલ્ય છે, તથા જે આત્મનિષ્ઠ બુદ્ધિથી પ્રાપ્ત થાય છે, એ સાત્વિક સુખ છે.

એ આત્મનિષ્ઠ બુદ્ધિમાં અનેકવિધ તર્કો ઉત્પન્ન થતા નથી, કિન્તુ એક જ નિશ્ચય રહે છે.

**व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनन्दन ।**
**बहुशाखा ह्यनन्ताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥**

—ગી૦ અ૦ ૨–૪૧

અર્થ—વ્યવસાયાત્મિક અર્થાત્ નિશ્ચયાત્મિક બુદ્ધિ એક જ હોવી જોઇએ. જેમાં એક સ્થિર મતિ, એમાં બુદ્ધિમાં અનેક વાસનાઓ ઉત્પન્ન થઇને, બુદ્ધિની શાખાઓ અનંત પ્રકારની થઇ જાય છે.

આત્મનિષ્ટ બુદ્ધિદ્વારા કરેલા સંસારના વ્યવહાર સાત્વિક હોય છે.

प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।
बंधं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्विकी ॥
—गी० अ० १८-३०

અર્થ—પ્રવૃત્તિ ( કર્મ કરવાં ) નિવૃત્તિ ( કર્મ ન કરવ ) કાર્ય ( કયું કામ કરવા યોગ્ય છે ? ) અકાર્ય ( કયું કામ ન કરવા યોગ્ય છે ? ), ભય ( કોનાથી ડરવું ? ) અભય ( કોનાથી ન ડરવું ? ) બંધન શું છે અને મોક્ષ શું છે ? એ વાતોને જે બુદ્ધિ યથાર્થ રૂપમાં નિશ્ચયપૂર્વક જાણે છે તે બુદ્ધિ સાત્વિક છે.

એ સાત્વિક બુદ્ધિથી સંસારના વ્યવહાર કરતી વખતે ચિત્તમાં એ દૃઢ નિશ્ચય રહે છે કે, હું સ્વયં તથા સંપૂર્ણ જગત્ એક જ પરમાત્માનું રૂપ છે કાંઇ ભિન્ન નથી અને આ સંસાર પરમાત્માની માયાશક્તિનો ખેલમાત્ર છે.

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।
मत्स्थानि सर्व भूतानि न चाहं तेष्ववस्थितः ॥
—गी० अ० ९-४

न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।
भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥
—गी० अ० ६–५

અર્થ—મેં મારા અવ્યક્ત રૂપથી આ સમગ્ર જગતને વ્યાપ્ત કર્યું છે. મારામાં સર્વ ભૂત છે, પરન્તુ હું એમાં નથી. અર્થાત્ હું એમાં જ પરિમિત નથી, હું એના સિવાય પણ છું અને મારામાં એ સર્વ ભૂત પણ નથી. જુઓ, આ કેવી મારી ઇશ્વરી કરણી યા યોગસામર્થ્ય છે ? ભૂતોને ઉત્પન્ન કરનારો મારો આત્મા એનું પાલન કરતો હોવા છતાં એનામાં નથી. અર્થાત્ એ સર્વ ભૂતોનું દૃશ્ય અનિત્ય હોવાથી મિથ્યા છે અને મારી માયાનો ખેલ માત્ર છે.

આ સંસારનો ખેલ એ એક અદ્વિતીય પરમાત્માના શુભ સંકલ્પથી એની માયાશક્તિદ્વારા થાય છે.

प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥
—गी० अ० ६–८

मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।
हेतुनानेन कौन्तेय जगद्विपरिवर्तते ॥
—गी० अ० ६–१०

અર્થ—હું મારી પ્રકૃતિ ( માયા ) ને ગ્રહણ કરીને ભૂતોના એ સમુચ્ચય સમુદાયને પુનઃ પુનઃ નિર્માણ કરું છું, કે જે એ માયાના કાબુમાં રહેવાથી અવશ અર્થાત્ પરતંત્ર છે. મારી અધ્યક્ષતામાં

પ્રકૃતિ ( માયા ) ચરાચર સૃષ્ટિને ઉત્પન્ન કરે છે. હે કૌન્તેય ! એ કારણે આ જગતની ઉત્પત્તિ અને લય થાય છે.

" આ માયાના ખેલમાં ઇશ્વરના અંશની વિભૂતિમાં કાંઇ ભાગ લેવો મારા હાથમાં છે, " એવું જાણીને પ્રત્યેક મનુષ્યે વ્યવહાર કરવો જોઇએ.

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।**
**मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥**

—गी० अ० १५-७

**અર્થ**—આ જીવલોકે થીાકમારો સનાતન અંશ જીવ બનીને પ્રકૃતિમાં રહેનારી મનસહિત ૭ ઇન્દ્રિયોને ખેંચી લે છે.

સાંસારિક વ્યવહારોને નાટકના ખેલ સમજીને તથા એમાં એક પાડ ( સ્વાંગ ) લેવો એ પોતાનું કર્ત્તવ્ય સમજીને એ પાઠ ( સ્વાંગ )ને અનુકૂળ અભિનય કરવામાં ચિત્તપર કોઇ પ્રકારનો હર્ષ, શોક, રાગ, દ્વેષ, સંગ, આસક્તિનો પ્રભાવ ન પડવા દેતાં, પાઠ ( સ્વાંગ ) અત્યંત સારી રીતે, મન લગાડીને, ઉત્સાહ અને કુશળતાપૂર્વક કરવો જોઇએ.

નાટકમાં જે રીતે ઉચ્ચ નીચ સ્વાંગ ધારણ કરવામાં મનમાં માન અથવા ગ્લાનિની અસર થતી નથી એ રીતે આ સાંસારિક ખેલમાં ઉચ્ચ-નીચ શરીર પ્રાપ્ત થવાથી અભિમાન અથવા આત્મ-ગ્લાનિની અસર ન થવી જોઇએ.

**विद्याविनयसम्पन्ने ब्राह्मणे गवि हस्तिनी ।**
**शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः ॥**

—गी० अ० ५-१८

**અર્થ**—ભલે વિદ્યા અને વિનયયુક્ત બ્રાહ્મણ હો; ગાય હો, હાથી હો, શ્વાન હો યા ચાંડાલ હો, પણ જ્ઞાનીની દૃષ્ટિમાં સર્વના વિષયમાં સમાન દૃષ્ટિ જ હોય છે. અર્થાત્ આ સાંસારિક નાટકમાં જે શરીર પ્રાપ્ત હોય એમાં કોઈ પ્રકારનો વિક્ષેપ થતો નથી, કારણ કે આત્મા એક જ છે. એવો દૃઢ નિશ્ચય રહે છે.

નાટકમાં જે રીતે શુભાશુભ વ્યવહાર કેવળ એ નાટકને સાંગોપાંગ, સારું સંપાદન કરવાની દૃષ્ટિથી કરવામાં આવે છે, એમાં કોઈ વ્યક્તિપર એનો વાસ્તવિક પ્રભાવ પડતો નથી, એ રીતે આ સંસારમાં નાટક પણ કેવળ સાંસારિક વ્યવહાર સારી રીતે સંપાદન કરવાની દૃષ્ટિથી કરવું જોઈએ. વ્યક્તિગત રાગદ્વેષ, સુખ દુઃખ, લાભ હાનિ, માનાપમાનનો વિચાર ન કરવો જોઈએ.

**प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पाण्डव ।**
**न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥**

—गी० अ० १४-२२

**उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।**
**गुणा वर्त्तन्त इत्येव योऽवतिष्ठति नेङ्गते ॥**

—गी० अ० १४-२३

**समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकाञ्चनः ।**
**तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिन्दात्मसंस्तुतिः ॥**

—गी० अ० १४-२४

मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारम्भपरित्यागी गुणातीतः स उच्यते ॥

—गी० अ० १४-२५

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान्समतीत्यैतान्ब्रह्मभूयाय कल्पते ॥

—गी० अ० १४-२६

અર્થ—હે પાંડવ ! સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોનું કાર્ય, પ્રકાશ, પ્રવૃત્તિ અને મોહ અર્થાત્ જ્ઞાન, કર્મ કરવાની રજોગુણી પ્રવૃત્તિ અને અજ્ઞાન, પ્રાપ્ત થવાથી જે એનો દ્વેષ નથી કરતો અને પ્રાપ્ત ન થવાથી એની આકાંક્ષા [ઇચ્છા] નથી રાખતો, જે કર્મફલના સંબંધમાં ઉદાસિન જેવા રહે છે, ગુણોનું કાર્ય જેને ચળ-વિચળ નથી કરી શકતું, જે એમ માનીને સ્થિર રહે છે કે ગુણ પોતપોતાનું કામ કરે છે, જે વિકારયુક્ત હોતા નથી, જેને સુખ-દુઃખ સમાન છે, જે પોતાનામાં જ મસ્ત છે, માટી, પત્થર અને સુવર્ણને જે સમાન સમજે છે, [illegible] પ્રિય [illegible] નિંદા સ્તુતિ જેમને સમાન છે, જે સદા ધૈર્યયુક્ત [illegible] માન [illegible] મિત્ર [illegible] શત્રુ [illegible] સમાન અર્થાત્ બરાબર છે અને જે એવા જ્ઞાનથી કે, પ્રકૃતિ સર્વ કાંઈ કરે છે, જેની સ્વયં પોતાના માટે કામ્ય કર્મોના આરંભમાં આસક્તિ નથી એ પુરુષ ગુણાતીત કહેવાય છે અને અવ્યભિચારી અર્થાત્ [illegible] ભક્તિયોગમાં મારી સેવા કરે છે, એટલે સંસારમાં સર્વ [illegible] રૂપમાં, કેવળ મને જ દેખે છે એ ત્રિગુણથી પર [illegible] પામવામાં સમર્થ બની જાય છે.

જે રીતે નાટકના ખેલમાં સર્વ પ્રકારના ભાવો બતાવીને સંચાલકને પ્રસન્ન કરવા માટે ઉદ્યોગ કરવામાં આવે છે, એ રીતે આ સંસારના ખેલમાં સર્વવ્યાપક સમષ્ટિરૂપ પરમાત્માને પ્રસન્ન કરવા માટે વ્યષ્ટિ શરીરરૂપી પાઠ લઇને એનાથી સર્વ ક્રિયાઓ બને છે.

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥

—गी० अ० १८-४६

**અર્થ**—જે પરમાત્માથી પ્રાણિમાત્રની પ્રવૃત્તિ થઇ છે, અને જેણે સમસ્ત જગત્નો વિસ્તાર કર્યો છે અથવા જેનાથી સકળ સૃષ્ટિ વ્યાપ્ત છે, એને મળવા માટે સ્વધર્માનુસાર કર્મોદ્વારા પૂજન કરવાથી મનુષ્યને સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

સંસારરૂપી નાટકમાં જે એ પ્રકારે અનાસકત બુદ્ધિથી પોતાનો પાઠ ભજવીને જગતના પ્રવર્તક સમષ્ટિરૂપ પરમાત્માની પૂજા કરે છે, એને દેહાભિમાનથી થનારાં દ્વંદ્વોનું બંધન હોતું નથી.

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमाल्लोकान्न हन्ति न निबध्यते ॥

—गी० अ० १८-१७

**અર્થ**—જેને એ ભાવના જ નથી કે "હું કર્તા છું" તથા જેની બુદ્ધિ અલિપ્ત છે, એ જો એ લોકોને મારી નાખે અર્થાત્ સાંસારિક વ્યવહારની આવશ્યકતાનુસાર સર્વ પ્રકારના વ્યવહાર કરે, તથાપિ એ કોઇને મારતો નથી કે એ કર્મોથી બંધાતો નથી.

જે રીતે નાટકના ખેલમાં દેખાડવા માત્ર આવશ્યકતાનુસાર

રાગ-દ્વેષ, હર્ષ-શોક, કામ-ક્રોધ આદિ દ્વંદ્વોનો સ્વાંગ જરૂર ધરવો પડે છે, એ રીતે આ સાંસારિક વ્યવહારમાં પણ એને આવશ્યકતાનુસાર કરવો જોઇએ. પરન્તુ, અંદરથી જે રીતે નાટકના નટોના ચિત્તમાં એ ભાવો રહેતા નથી અને સર્વ પોતાને એક સમજીને પ્રેમ કરે છે, એ રીતે કરવું જોઇએ.

नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यञ्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन् ॥

—गी० अ० ५-८

प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इन्द्रियाणीन्द्रियार्थेषु वर्तन्त इति धारयन् ॥

—गी० अ० ५-९

ब्रह्मण्याधाय कर्माणि सङ्गं त्यक्त्वा करोति यः ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥

—गी० अ० ५-१०

कायेन मनसा बुद्ध्या केवलैरिन्द्रियैरपि ।
योगिनः कर्म कुर्वन्ति सङ्गं त्यक्त्वाऽऽत्मशुद्धये ॥

—गी० अ० ५-११

**અર્થ**—તત્વવિત્‌-યોગયુક્ત પુરૂષ જાણે છે કે, હું કંઈપણ નથી કરતો, અને જોવામાં, સાંભળવામાં, સ્પર્શ કરવામાં, સૂંઘવામાં, ખાવામાં, ચાલવામાં, સૂવામાં, શ્વાસ લેવામાં, છોડવામાં, બોલવામાં,

વિસર્જન કરવામાં, આંખોના મટકાં મારવામાં, બંધ કરવામાં એવી બુદ્ધિ રાખીને વ્યવહાર કરે કે ઇન્દ્રિયો પોત-પોતાના વિષયમાં વર્તે છે અર્થાત્ ઇંદ્રિયોદ્વારા સંસારના ખેલ કરવા છતાં એમાં લિપ્ત ન થાય. જે બ્રહ્મમાં અર્પણ કરીને આસક્તિરહિત સંસારના વ્યવહાર કરે છે એને પાપ નથી લાગતું. જેમ કમલના પત્રને પાણી લાગતું નથી. કર્મયોગી એવી અહંકાર બુદ્ધિ નથી રાખતો કે 'હું કર્તા છું.' કેવળ શરીરથી, મનથી, બુદ્ધિથી અને ઇન્દ્રિયોથી આસક્તિ છોડીને આત્મશુદ્ધિને માટે અર્થાત્ પોતાના કર્તવ્યપાલનને માટે કર્મ કર્યા કરે છે.

આ સાંસારિક ખેલમાં સારી રીતે યોગ દેવા છતાં પણ સ્વાત્માપ્રતિ સ્વકર્તવ્યથી ન ભૂલે અર્થાત્ પોતાના મૂળ સ્વરૂપ અર્થાત હૃદયસ્થિત પરમાત્માને ભૂલે નહિ.

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥
—गी० अ० १८–६५

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि माशुचः ॥
—गी० अ० १८–६६

અર્થ—મારી સાથે મન લગાડીને મારો ભક્ત થા, મારું શરણ લે; મારી વન્દના કર, હું તને સત્યપ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, એથી તું મારામાં જ આવી મળીશ. [અર્થાત્ સંસારના સર્વ વ્યવહાર મારે [પરમાત્માનું] લક્ષ રાખીને જ [illegible] [illegible] તું [illegible]] કારણ કે તું મારો પ્યારો ભક્ત છો. સર્વ ધર્મોને છોડીને તું કેવળ

स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुंनेच्छसियन्मोहात्करिष्यस्यवशोऽपितत् ॥

—गी० अ० १८–६०

અર્થ—કારણકે, કોઇ મનુષ્ય કર્મ કર્યા વિના ક્ષણભર પણ રહી શકતો નથી. પ્રકૃતિના ગુણોથી પરવશ થયેલો મનુષ્ય કર્મ કરવામાં લાગ્યો જ રહે છે. હે કૌન્તેય ! પોતાના સ્વભાવજન્ય કર્મથી બદ્ધ હોવાના કારણે, મોહવશ બનીને, તું તારા જે કર્તવ્યને ન કરવાની ઈચ્છા કરે છે, તે પરાધીન ( અર્થાત્ પ્રકૃતિને આધિન ) બનીને તારે એ કરવાં જ પડશે.

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन् सर्वभूतानि यन्त्ररूढानि मायया ॥

गी० अ० १८–६१

અર્થ—હે અર્જુન ! ઈશ્વર સર્વ ભૂત–પ્રાણીઓના હૃદયમાં રહે છે, અને પોતાની માયાથી સર્વને યંત્રપર ચડેલાની પેઠે ભ્રમણ કરાવે છે.

અર્થાત્ એની માયાના ખેલ આ સંસારચક્રમાં સર્વ ભૂત–પ્રાણીઓદ્વારા, એના સ્વભાવાનુસાર ખેલ કરાવ્યા કરે છે. એ માટે કોઈ એ ઘમંડ કરે કે હું આ ખેલમાં મારા સ્વભાવ અનુસાર પાઠ નહિ કરૂં તો એનો એ દાવો ચાલી શકતો નથી અને એને પરાધિન બનીને પાઠ કરવો જ પડે છે. હા ! જો એ પોતાનો વ્યક્તિગત પાઠ સારી રીતે કરીને પોતાના હૃદયસ્થીત સમષ્ટિરૂપ ઈશ્વરને પ્રસન્ન કરી લે તો પુનઃ એને એ પાઠ કરવા માટે પુનર્જન્મ લેવાની

આવશ્યકતા નથી રહેતી: પરંતુ જો એ, એ પાઠનો જેવો અભિનય જોઇએ એવો સાત્વિક ભાવથી ન કરે,—રજોગુણી, તમોગુણી વ્યવહારોના મોહમાં ફસીને બગાડી દે, તો પુનઃ એનાથી પણ ઉત્તમ પાઠ કરવાને માટે એને આ ચક્રમાં નિરંતર આવવું જ પડશે.

**तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।**

**तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥**

**—गी० अ० १८–६२**

અર્થ—એ માટે હે ભારત ! તું સર્વ પ્રકારે એના ( સર્વના હૃદયમાં સ્થીત પરમાત્માના ) શરણમાં જા. ( અર્થાત્ એથી એકતાનો અનુભવ કરીને એની પ્રેરણાનુસાર પોતાનો પાઠ સારી રીતે કરીને ) એની પ્રસન્નતાથી તને પરમશાન્તિ તથા શાશ્વત સ્થાન ( અર્થાત્ અનંત સુખ ) પ્રાપ્ત થશે. ( જ્યાંથી પુનઃ આવવું પડતું નથી. )

એ માટે કર્મ-ત્યાગના મોહમાં ન પડતાં, એને અનાસક્ત બુદ્ધિથી ફલ ત્યાગ કરીને-કરવાં જોઇએ.

**न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।**

**यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥**

**—गी० अ० १८–११**

**सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत ।**

**कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥**

**—गी० अ० ३–२५**

અર્થ—જે દેહ-ધારી છે, એનાથી કર્મોનો નિક્ષેપ ત્યાગ થવો સંભવિત નથી. જેણે ( કર્મ ન છોડતાં ) કેવલ કર્મફલોનો ત્યાગ કર્યો હોય એજ [સાચો] ત્યાગી અથાત્ સંન્યાસી છે. મૂર્ખ લોકો જે કર્મોને આસક્ત [ અહંતા-મમતાયુક્ત ] બનીને કર્યા કરે છે, વિદ્વાન લોકો એની આસક્તિ છોડીને લોકસંગ્રહને માટે અર્થાત્ સાંસારિક વ્યવહારમાં પોતાનો પાઠ સારી રીતે કરવા માટે કરે છે.

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युद्धयस्व विगतज्वरः ॥

—गी० अ० ३-३०

અર્થ—મારામાં અધ્યાત્મબુદ્ધિથી સર્વ કર્મોનો સંન્યાસ લઈને અર્થાત્ સર્વમાં એકાત્મ દૃષ્ટિરૂપ સમત્વ બુદ્ધિથી એના ફલની આશા-મમતા છોડીને, નિશ્ચિંત બનીને યુદ્ધ અર્થાત્ કર્તવ્ય કર્મ કર.

येत्वेतदभ्यसूयन्तो नानुतिष्ठन्ति मे मतम् ।
सर्वज्ञानविमुढांस्तान्विद्धि नष्टानचेतसः ॥

—गी० अ० ३-३२

અર્થ—જે દૃષ્ટિદોષવી શંકાઓ કરીને મારા આ મત અનુસાર વર્તતા નથી, અર્થાત્ અધ્યાત્મબુદ્ધિથી કર્મ કરતા નથી, એ સર્વ જ્ઞાન-વિમૂઢ અર્થાત્ પાકા મૂર્ખ અવિવેકીઓને નષ્ટ થયેલા સમજો.

गतसङ्गस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥

—गी० अ० ४-२३

દબાવવા જોઇએ. મનના નિમ્નલિખિત સાત્વિક વ્યવહાર ગ્રાહ્ય છેઃ—

**પ્રેમ ( મૈત્રિ, કરૂણા, મુદિતા, ઉપેક્ષા ) અભય, જ્ઞાનયોગ વ્યવસ્થીતિ, નિરહંકાર, નિર્મળ, નિરાશી, અનાસક્તિ સમાસન્તોષ, શમ, દમ, શ્રદ્ધા, સરલતા, પરોપકાર, ધૈર્ય, ક્ષમા, ઉત્સાહ, ઉદારતા, પ્રસન્નતા દઢનિશ્ચય, તેજ, કૃતજ્ઞતા, આસ્તેય, અપશુન, દક્ષતા, લજ્જા, તિતિક્ષા, તત્પરતા, મૃત્યુ આદિનું સ્મરણ અને નમ્રતા.**

મનના નિમ્ન લિખિત રજોગુણી—તમોગુણી વ્યવહાર ત્યાજ્ય છેઃ

**કામ, ક્રોધ, લોભ, શોક, મોહ, ભય, રાગ, દ્વેષ, માન, દંભ, હિંસા, અસત્ય, સંશય, ચપલતા, રૂક્ષતા અને આત્મસંભાવના.**

યદ્યાપિ સાત્વિક વ્યવહાર ગ્રાહ્ય અને રાજસી-તામસી ત્યાજ્ય છે. પરન્તુ મનનો તથા સંસારનો સમસ્ત વ્યવહાર ત્રિગુણાત્મક પ્રકૃતિનું કાર્ય છે. એ માટે વ્યવહારમાં રજોગુણ, તમોગુણનો સર્વથા સમૂલો અભાવ થઇને મન કેવલ સત્વગુણયુક્ત થઇ શકતું નથી. મનના સાત્વિક ભાવનું તાત્પર્ય એ છે કે રાગ, દ્વેષ, કામ, ક્રોધ આદિ રજોગુણી—તમોગુણી ભાવ યદ્યપિ સર્વથા મરી શકતો નથી તથાપિ આત્મનિષ્ઠ બુદ્ધિદ્વારા સાત્વિક ભાવોને વધારવાથી રાજસી તામસી ભાવોને દબાવીને પોતાને આધિન કરી શકાય છે.

**सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।**
**प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥**

**—गी० अ० ३-३३**

**इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ॥**
**तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपन्थिनौ ॥**

—गी० अ० ३–३४

**અર્થ**:—જ્ઞાની પુરૂષ પણ પોતાની પ્રકૃતિ અનુસાર વર્તે છે; સર્વભૂત–પોતપોતાની પ્રકૃતિ અનુસાર રહે છે. ( ત્યાં ) નિગ્રહ ( જબરદસ્તી ) શું કરશે? અર્થાત્ પ્રકૃતિ સામે થઇ શકાતું નથી. ઇન્દ્રિયોની એના વિષયોમાં પ્રીતિ અને દ્વેષ બન્ને સ્વભાવથી જ નિશ્ચિત છે. એને વશ ન થવું, કારણ કે એ મનુષ્યના શત્રુ છે.

સારાંશ એ છે કે: ઇન્દ્રિયોના વિષયોમાં રાગ અને દ્વેષ ( રજોગુણી–તમોગુણી ભાવ ) સર્વથા મારી શકાતા નથી. માટે એને વશ ન થતાં, એને સ્વાધિન રાખવા એ કર્તવ્ય છે. અને એ આધિન કરેલા ભાવોનો સદુપયોગ કરવાથી, એ કાંઈ અનર્થ કરી શકતા નથી.

**शक्नोतीहैव यः सोढुं प्राक्शरीरविमोक्षणात् ।**
**कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ।**

—गी० अ० ५–२३

**અર્થ**:—મરણપર્યંત કામ, ક્રોધાદિથી ઉત્પન્ન થયેલા વેગોને સહન કરવામાં જે સમર્થ થાય છે, અર્થાત્ જે એને વશ હોતા નથી, કિન્તુ એને સ્વાધિન કરી લે છે એ યુક્ત અને સાચો સુખી પુરૂષ છે.

એ માટે પ્રયત્ન એ કરવો જોઇએ કે, એ રાગ, દ્વેષ, કામ, ક્રોધાદિ રાજસી–તામસી ભાવોને વશ ન થતાં, એને પોતાને વશ રાખીને એનો સદુપયોગ કરવો જોઇએ. વ્યવહારને માટે કોઇ વખતે એ ભાવોની પણ જરૂર પડે છે અને કોઇ વખતે આત્મિક

ભાવોની ઉપેક્ષા કરવાની પણ જરૂર પડી જાય છે. માટે સાત્વિક, રાજસી અને તામસી વ્યવહારોના વ્યવસાયાત્મિક આત્મનિષ્ઠ બુદ્ધિ-દ્વારા નિર્ણય કરીને ઉપયોગમાં લેવું જોઇએ. નહિ તો કોઈ વખત એવો આવી જાય છે કે જ્યાં સાત્વિક વ્યવહાર કરવાથી અનર્થ થઇ જાય છે, અને કોઇ અવસર એવો આવી જાય છે કે, જ્યાં રાજસી-તામસી વ્યવહાર ન કરવાથી અનર્થ થઇ જાય છે.

**किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।**
**तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वामोक्ष्यसेऽशुभात् ॥**

**—ગી૦ અ૦ ૪-૧૬**

**અર્થ**:—કર્મ શું છે અને અકર્મ શું છે-એ વિષયમાં પંડિત પણ મોહને પ્રાપ્ત થાય છે. અર્થાત્ એનું સત્ય રહસ્ય ન સમજતાં મોટા-મોટા વિદ્વાન પણ વિપરિત વ્યવહાર કરી બેસે છે. એ માટે હું એ કર્મ કહું છું કે જે જાણીને તું અશુભ વ્યવહારોથી મુક્ત થઇશ.

**कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।**
**अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥**

**—ગી૦ અ૦ ૪-૧૭**

**અર્થ**:—કર્મ અર્થાત્ પોતાને માટે વિહિત, એટલે શુભ, કર્મનું રહસ્ય જાણવું જોઇએ. વિકર્મ અર્થાત્ પોતાને માટે ન કરવા યોગ્ય અર્થાત્ વર્જિત ! એ માટે અશુભ કર્મનું રહસ્ય પણ જાણવું જોઇએ તથા અકર્મ અર્થાત્ વિહિત તથા નિષિદ્ધ બન્નેને ન કરવાનું રહસ્ય પણ જાણવું જોઇએ, કારણ કે કર્મોની ગતિ અત્યંત ગહન, ઉંડી અને ગુપ્ત છે.

**कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।**
**स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥**

—गी० अ० ४-१८

**અર્થ:**—કર્મમાં અકર્મ અર્થાત્ આ અનિત્ય, અસત્ય સંસાર જે કર્મરૂપ છે, એના મૂલમાં અકર્મ અર્થાત્ એક નિર્વિકાર, સત્યાત્મા તથા એ એક (કોઇનું કાર્ય નહિ હોવાથી) અકર્મરૂપ સત્યાત્મામાં એમાં કાર્યરૂપ આ સંસાર-પ્રપંચ જે પુરુષ જુએ છે, અર્થાત્ સંસારમાં સર્વત્ર એક જ આત્માને વ્યાપ્ત જોઇને સદા વ્યવહાર કરે છે, એ બુદ્ધિમાન્ મનુષ્ય સમત્વ બુદ્ધિયુક્ત, સંપૂર્ણ કર્મોના રહસ્યના જ્ઞાતા કર્મોની પૂર્ણાવસ્થાએ પહોંચી ચુક્યો છે.

એનું તાત્પર્ય એ છે કે સર્વ કર્મ જડ પ્રકૃતિના ખેલ છે. કર્મોમાં સ્વયં પોતાનું સારાપણું-ખરાબપણું કાંઇ નથી. સારાપણું-ખરાબપણું કર્તાના ભાવોપર નિર્ભર છે. એ માટે અધ્યાત્મ દૃષ્ટિથી સર્વત્ર એક પરમાત્માને વ્યાપક સમજીને સાત્વિક જ્ઞાનદ્વારા વ્યવસાયાત્મિકા સમબુદ્ધિથી જે કર્મ કરવામાં આવે છે, એ ભલે લૌકિક દૃષ્ટિથી ખરાબ કેમ ન હોય, પણ વાસ્તવિક એ ખરાબ હોતું નથી. અને જે કર્મ એ રીતે કરવામાં આવતું નથી એ ભલે લૌકિક દૃષ્ટિમાં ગમે તેટલું શ્રેષ્ટ કેમ ન હોય, પણ વાસ્તવિક એ અત્યંત કનિષ્ટ તથા બંધનના હેતુભૂત નીવડે છે. કર્મના સારા-ખરાબનો વિચાર કેવળ અધ્યાત્મદૃષ્ટિની કસોટીથી જ થાય છે, લૌકિક દૃષ્ટિથી નહિ [illegible]

# મનના સાત્વિકી અને રાજસી—તામસી વ્યવહારોના સદુપયોગ તથા દુરૂપયોગનું સ્પષ્ટીકરણ

## સાત્વિકી ભાવ

### પ્રેમ

અસ્તિ–ભાતિ–પ્રિયરૂપ પરમાત્મા સર્વત્ર હોવાથી સાધારણ પ્રેમ તો સમસ્ત ભૂત–પ્રાણીઓમાં હોવો જોઇએ અને એ સાધારણ પ્રેમનો વર્તાવ સમસ્ત પ્રાણીઓ સાથે મૈત્રિ, કરૂણા, મુદિતા તથા ઉપેક્ષા દ્વારા કરવો જોઇએ.

મૈત્રિ—જે લોક સુખી, ધનિક, બુદ્ધિમાન, વિદ્વાન, ઐશ્વર્યવાન્ સત્તાવાન્ અને સામર્થ્યવાન હોય એનામાં સાધારણતઃ મિત્રતાનો ભાવ રાખવો અર્થાત્ એના સુખાદિને જોઇને ઈર્ષ્યા, દ્વેષ, આદિના ભાવો ચિત્તમાં ન આવવા દેવા એ 'મૈત્રિ' છે.

કરૂણા—જે લોક દુઃખી હોય અર્થાત્ આધિભૌતિક, આધ્યાત્મિક આધિદૈવિક, આદિ કોઇ પણ દુઃખથી દુઃખી હોય અનાથ હોય, અસહાય હોય, દીન હોય, અસમર્થ હોય, એના પર દયાનો ભાવ રાખવો: જો સામર્થ્ય હોય તો શક્તિ અનુસાર એના દુઃખોમાં સહાયક થવું અને દુઃખનિવૃત્તિનો યત્ન કરવો, પરંતુ જો સામર્થ્ય ન હોય તો મનથી દયા કરીને એના દુઃખની નિવૃત્તિની કામના અવશ્ય કરવી અને નિષ્ઠુરતા કદાપિ ન કરવી એ ' કરૂણા ' છે.

મુદિતા—જે લોકો શુભ કામ કરતા હોય, સારા આચરણવાળા હોય, જ્ઞાની, દાની, ભક્ત યા પરોપકારી હોય—જેથી એની કીર્તિ થતી હોય તેથી મનમાં મોદ પામવું અર્થાત્ જે રીતે પોતાના તથા પોતાના આત્મીય જનોના સત્કાર્યોની કીર્તિ સાંભળીને પ્રસન્નતા થાય છે એ રીતે પ્રસન્ન થવું. અન્ય લોકોનાં સત્કાર્યોની કીર્તિ સાંભળીને મનમાં ચીડાવું નહિ, એ 'મુદિતા' છે.

ઉપેક્ષા—દુષ્ટ પ્રકૃતિના પ્રાણીઓપ્રતિ દ્વેષ ન રાખતાં, એના હૃદયમાંથી દુષ્ટતાના ભાગે નિકળીને સદ્ભાવો ઉત્પન્ન થાય—એ રીતે ચિત્તમાં સંકલ્પ કરવો. જો સામર્થ્ય હોય તો એના દુષ્ટભાવો છોડાવીને એને સન્માર્ગમાં લગાડવાનો યત્ન કરવો, નહિ તો એની ઉપેક્ષા કરીને ઉદાસિન રહેવું અર્થાત્ એનો સંગ ન કરવો.

ઉપરોક્ત ચારે પ્રકારના ભાવોદ્વારા સર્વપ્રતિ સાધારણ વિશેષ પ્રેમનો વ્યવહાર થાય છે. સર્વ પ્રાણી સુખી હોય, સર્વ ઉન્નતિ કરે, સન્માર્ગપર ચાલે, એ ભાવો સર્વપ્રાપ્ત હોવા જોઇએ. એથી અતિરિક્ત ઘણાં સ્થળ વિશેષ પ્રેમનાં છે. એ આ પ્રકારે છેઃ—

૧— પોતાથી મોટા હોય તેપ્રતિ વિશેષ પ્રેમ-ભક્તિના રૂપમાં થાય છે. જેમ ઈશ્વરભક્તિ, પિતૃ-માતૃભક્તિ, ગુરૂભક્તિ, રાજ્યભક્તિ, સ્ત્રીને માટે પતિભક્તિ, સેવકને માટે સ્વામીભક્તિ આદિ. મોટાઓપ્રતિ વિશેષ પ્રેમ, ભક્તિરૂપમાં નિઃસ્વાર્થભાવથી કર્તવ્ય સમજીને અવશ્ય કરવો.

૨— નાના સંબંધીઓપ્રતિ વાત્સલ્ય તથા પ્રીતિના રૂપમાં વિશેષ પ્રેમ થાય છે. જેમ સ્વસંતાન, પ્રજા, સેવક, શિષ્ય, શરણાગત આદિપ્રતિ વાત્સલ્યભાવ હોય છે. એ રીતે સ્વશરીર તથા સ્વપત્નીપ્રતિ પતિના સ્વરૂપમાં વિશેષ પ્રેમ નિઃસ્વાર્થ બુદ્ધિથી કર્તવ્ય સમજીને અવશ્ય કરવો.

૩— પોતાની બરાબર હોય એવા સ્નેહીઓપ્રતિ નિઃસ્વાર્થ મૈત્રિના રૂપમાં વિશેષ પ્રેમ રાખવો.

૪— પોતાનાથી હીન સ્થિતિના-સ્નેહીઓપ્રતિ કૃપા અથવા અનુગ્રહના રૂપમાં નિઃસ્વાર્થભાવથી પ્રેમ રાખવો.

એ રીતે પ્રેમનો સદુપયોગ થાય છે. પરન્તુ એ વિશેષ પ્રેમના

પ્રભાવમાં આવીને પોતાનાં સાચાં કર્તવ્યને ભુલી ન જવાં જોઇએ. એ રીતે કે મોટાઓપ્રતિ ભક્તિ રાખવી આવશ્યક છે, પરન્તુ એને ઉચિત સંમતિ ન દેવી, નાનાઓપ્રતિ વાત્સલ્ય તથા પ્રીતિ, સમાન હોય તેમનાપ્રતિ મિત્રતા તથા દીનોપ્રતિ દયાના ભાવોમાં એટલા આસક્ત થઈ જવું કે, એને કુમાર્ગ તથા અનર્થોથી ન રોકવા તથા દુષ્ટોની દુષ્ટતા છોડાવવાનો યત્ન ન કરવો અને પોતાના કર્તવ્યોની અવહેલના કરવી એ સર્વ પ્રેમનો દુરૂપયોગ છે.

## અભય

સાત્વિક વ્યવહારમાં તથા પોતાના કર્તવ્યપાલનમાં કોઈ પ્રકારનો ઇહલૌકિક, પારલૌકિક, દ્રષ્ટ અથવા અદૃષ્ટ ભય ન રાખવો. આત્મા અજરામર છે. એ શસ્ત્રોથી કપાતો નથી, અગ્નિથી બળતો નથી, પાણીમાં ઓગળતો નથી, હવામાં સુકાતો નથી, કોઇ એને કોઈ પ્રકારની હાનિ પહોંચાડી શકતો નથી. એ માટે એ વિષયમાં કોઇ પ્રકારનો ભય આવી શકતો નથી.

न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः।
अजो नित्यः शाश्वतोयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥

—गी० अ० २–२०

અર્થ—એ (આત્મા) જન્મતો નથી અને મરતો પણ નથી. એવું પણ નથી કે એ (એકવાર) જન્મ્યા પછી ફરી થતો નથી. એ અજ, નિત્ય, શાશ્વત અને પુરાતન છે. જો શરીરનો નાશ થઇ જાય તો પણ એ મરી જતો નથી.

સર્વ ભૂત પ્રાણીમાત્રમાં એકાત્મ બુદ્ધિ રાખવાથી મનુષ્ય અભય થઈ જાય છે. બીજાની સાથે પણ એ પ્રકારનો વ્યવહાર રાખીને તથા એ પ્રકારની શિક્ષા આપીને અભય કરવાં–એ અભયનો સદુપયોગ છે. પરન્તુ અભયનું એ પ્રયોજન નથી કે, પોતાના શરીરને અજરામર સમજીને રાજસી-તામસી ખરાબ કામ કરવામાં નિર્ભય બની જવું તથા દુરાચારીઓને કુકર્મ કરવામાં અભય કરી દેવા; કારણ કે ખરાબ કામ કરવાથી અધોગતિ થાય છે અને આત્માથી વિમુખતા થાય છે, એ માટે એ અભયનો દુરૂપયોગ છે.

## જ્ઞાનયોગ વ્યવસ્થિતિ

સ્વયં પોતાનામાં, બીજાઓમાં તથા સંસારના સર્વ પદાર્થોમાં એક જ પરમેશ્વર સર્વત્ર સર્વકાલમાં વ્યાપક છે. જે પોતામાં છે તે બીજાનામાં છે, એવું જ્ઞાન સર્વદા અને નિરંતર રાખતાં તથા ' હું કરૂં છું ' ' મારૂં કામ છે ' એ રીતનો સંગ તથા એ કર્મનું ફલ મને આ મળશે, એવી કામના ન રાખતાં સંસારનાં સર્વ કર્મો પોતાના કર્ત્તવ્યાનુસાર કરવાં એ સાચી જ્ઞાન–યોગ–વ્યવસ્થિતિ છે. પરન્તુ, નિષ્કર્મી જ્ઞાની બનીને, પોતાના સાંસારિક કર્ત્તવ્ય કર્મોને બગાડવાં–એ જ્ઞાન–યોગ–વ્યવસ્થિતિનો દુરૂપયોગ છે.

## નિરહંકાર

સંસારના વ્યવહાર ' હું કરૂં છું, હું સુખી છું, હું મોટો છું, નામી છું ' ઇત્યાદિ દેહાભિમાન અને મલિન અહંકારના ભાવો ચિત્તમાં ન રાખવા, કારણ કે; ' હું આ શરીર નહિ, કિન્તુ આત્મા છું, અને આત્મા અકર્ત્તા હોવાથી એમાં સુખ દુઃખાદિ દ્વન્દ્વ ધર્મ થતો નથી. એ સર્વ પ્રકૃતિના ખેલ છે. હું એ ખેલોમાં

કેવળ સાધારણ સત્તા-સ્ફુર્તિ દેખાડવા પૂરતું. વાસ્તવિક રીતે તો ભેદભાવ નહિ. એ તરેહના ભાવો અંતઃકરણમાં રાખીને વ્યવહાર કરવો જોઇએ. પરંતુ, નિરહંકારનું એ પ્રયોજન નહિ કે, વ્યવહારકાલમાં, પોતાના કર્ત્તવ્યનું પાલન કરવાની જવાબદારીનો ત્યાગ કરી દેવામાં આવે. વાસ્તવિક રીતે દેખાવ માત્ર અહંકાર રાખીને કાર્ય કરવાનું હોય છે. પરંતુ પોતાના અંતઃકરણમાં પોતાના ઉપર કોઈ અભિનિવેશ ન રાખવો જોઇએ.

## નિર્મમ

સંસારના વ્યવહાર અને પદાર્થ મારા છે અને મારા માટે છે, એ પ્રકારની ભાવના ન રાખવી; કારણ કે સંસારનાં સર્વ દશ્યો પ્રકૃતિના ખેલ છે અને અનિત્ય અને નાશવાન્ છે. એ માટે પોતાના શરીરથી આદિ લઇ સર્વ પદાર્થોમાં મમતાબુદ્ધિ ન રાખવી, પરંતુ, નિર્મમત્વનું તાત્પર્ય એ નહિ કે, મમતા ન હોવાથી સ્વકર્ત્તવ્યોની અવહેલના કરવી. વ્યવહારમાં ઉપરથી 'મારૂં-તારૂં' માત્ર બતાવવાથી જ વ્યવહાર ચાલે છે, પરન્તુ અંદરથી મમતા ન રાખવી જોઇએ.

## નિરાશી-( ફલાશાનો ત્યાગ )

કોઇ પણ કાર્ય કોઈ ફલની આશા માટે જ ન કરવું જોઇએ. કિન્તુ, તે પોતાનું કર્ત્તવ્ય સમજી કરવું જોઇએ. કામ કરવું એ પોતાના અધિકારમાં છે, પણ એનું ફલ અધિકારમાં નથી. સદા એ જ ભાવ રાખવો જોઇએ તથા પોતાને હીન સમજીને કોઈ બીજા પાસેથી કોઇ પ્રકારની આશા ન રાખવી જોઇએ, કિન્તુ પોતે પોતાને પોતાનામાં જ પરિપૂર્ણ સમજીને સ્વાવલંબનમાં શાન્તિ રાખવી એ નિરાશીપણું છે.

आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशन्ति यद्वत्।
तद्वत्कामा यं प्रविशन्ति सर्वे स शान्तिमाप्नोति न कामकामी ॥
—गी० अ० २-७०

અર્થ—જે રીતે સદા પૂર્ણતાથી ભરેલા તથા અચલ પ્રતિષ્ઠા-સંપન્ન સમુદ્રમાં ચારે તરફથી પાણી આવવા છતાં પણ એની શાન્તિનો ભંગ થતો નથી, એ રીતે સર્વ કામનાઓ ( વિષયો ) પ્રાપ્ત હોવા છતાં પણ જેની શાંતિનો ભંગ થતો નથી, તેને જ કેવલ એને જ સત્યશાંતિ પ્રાપ્ત થાય છે, કામનાઓની આશા રાખનારને નહિ.

પરન્તુ એનું એ પ્રયોજન નહિ કે, કોઇ કામની સફળતાની આશા ન રાખવી અને ઉત્સાહહીન બનીને એ કામમાં ઢીલ કરવામાં આવે. ઉત્સાહમાં દુઃખ નહિ—આશામાં દુઃખ છે. બીજાની આશા ન રાખવાનું એ તાત્પર્ય નહિ કે, બીજાથી દ્વેષ ઘણા તુચ્છતા અથવા ઇર્ષ્યાના ભાવો રાખીને સ્વયં આત્માભિમાની થઇ જવું એ નિરાશીપણાનો દુરૂપયોગ છે.

( અનાસક્તિ )

સંસારના વ્યવહારોને યથાવત્ કરતા છતાં પણ એમાં એટલા લીન ન થવું કે, પોતાના અસલ સ્વરૂપ તથા કર્ત્તવ્યને ભુલી જવું. પોતાના કુટુંબના સંબંધિઓ તથા મિત્રો આદિની સાથે યથાયોગ્ય પ્રેમ રાખવા છતાં પણ એમાં એવું આસક્ત ન થવું, કે એનાથી ક્યારે જુદા પણ થાય. એના તિરસ્કારથી ચિત્ત અત્યન્ત ઉદ્વિગ્ન થઇ જાય તથા એના સુખોમાં અત્યંત આહ્લાદિત અને દુઃખોમાં અત્યન્ત દુઃખી ન થવું અને ઇન્દ્રિયોને વિષયોના નિયમિત રૂપમાં

ભોગવતાં એનામાં એવી પ્રીતિ ન થાય કે, એની પ્રાપ્તિ ન થતાં એમ વ્યાકુલ બની જાય; અર્થાત્ એની પ્રાપ્તિ તથા અપ્રાપ્તિ બન્નેમાં ચિત્ત પ્રસન્ન રહે, અનાસક્તિનો દુરૂપયોગ છે. પરંતુ, સંસારના સર્વ વ્યવહારોને છોડીને અથવા એનાથી ઉદાસિન બનીને પોતાના શરીર, કુટુંબ તથા અન્ય આશ્રિતો પ્રતિ પોતાના કર્તવ્યોની અવહેલના કરી દેવી, એ જ અનાસક્તિનો દુરૂપયોગ છે.

## સમતા

સુખ, દુઃખ, હાનિ, લાભ, માન, અપમાન, નિન્દા, સ્તુતિ, જય, પરાજય, સિદ્ધિ, અસિદ્ધિ, શુભ, અશુભ, પ્રિય, અપ્રિય, ઇષ્ટ, અનિષ્ટ, માટી અથવા સુવર્ણની પ્રાપ્તિ અથવા અપ્રાપ્તિ આદિ દ્વંદ્વોમાં, અત્યન્ત હર્ષ, શોક તથા રાગદ્વેષની વૃત્તિઓથી ઉદ્વિગ્ન બનીને મનમાં વિક્ષેપ ઉત્પન્ન ન કરવો, કિન્તુ એકરસ રહેવું અર્થાત્ અનુકુળતામાં અત્યંત આહ્લાદ અને પ્રતિકુળતામાં અત્યન્ત વિષાદ, એ સર્વ દ્વન્દ્વ—આવનાર-જનાર છે,-સ્થાયી રહેનાર નથી; એવું સમજીને એકરસ રહેવું એ સમતાનો સદુપયોગ છે. પરન્તુ સમતાની એ મતલબ નહિ કે વ્યવહારકાલમાં શ્રેષ્ઠ અને દુષ્ટ, સારા અને ખરાબ, ઉંચ અને નીચ, મનુષ્ય અથવા પશુની સાથે પણ સમાન વ્યવહાર કરવો, એ સમતાનો દુરૂપયોગ છે. વ્યવહાર સર્વની સાથે એના પ્રાકૃતિક ગુણોની યોગ્યતાને અનુકુળ કરવો. સર્વના મૂળમાં એક સમાન પરમાત્મતત્ત્વ પર લક્ષ રાખવા છતાં, કોઇ તરફ દ્વેષ પણ ન કરતાં, લૌકિક વ્યવહાર યથાયોગ્ય કર્તવ્યાનુસાર કરવો જોઇએ.

## સન્તોષ

પોતાનાં કર્તવ્યકર્મો અત્યંત સારી રીતે પૂર્ણ શક્તિ અને

યુક્તિની સાથે કરતાં જે સુખ દુઃખ, લાભ–હાનિ, કીર્ત્તિ અકીર્ત્તિ આદિ પ્રાપ્ત થઇ જાય એમાં સંતુષ્ટ રહેવું અને ચિત્તને શાંત રાખવું એ સંતોષનો સદુપયોગ છે. પરન્તુ, સંતોષનું એ તાત્પર્ય નહિ કે, પ્રારબ્ધ, દૈવ, ભાવી અથવા ઇશ્વરના ભરોસા પર બેસી રહીને ઉદ્યમ જ ન કરવો. નિરૂદ્યમી થઇ જવું એ સંતોષનો દુરૂપયોગ છે. સંસારના વ્યવહારમાં નિરૂદ્યમી થઇ જવું એ ઘોર વિકર્મ છે. એ માટે શુભ વ્યવહારોમાં નિરંતર ચિત્ત દઇને ઉદ્યમ કરતા રહેવું જોઇએ.

## શમ

મનને સાંસારિક વિષયોમાં આસક્ત થવા ન દેવું, સંકલ્પ વિકલ્પોનો નિગ્રહ કરીને એને એકાગ્રહ રાખવા, પોતાનું કર્તવ્યકર્મ જે જે સમયે ઉપસ્થિત હોય, એમાં મન એકાગ્ર રાખવું તથા આત્મામાં મનને લગાડી રાખવું એ સાચો ' શમ ' છે. પરન્તુ મનને સર્વથા મારી નાખવાનો ઉદ્યોગ કરવો અથવા એને સંસારના વ્યવહારોથી સર્વથા હઠાવી લેવું એ શમનો દુરૂપયોગ છે. કારણ કે સંસારના વ્યવહાર મનથી જ ચાલે છે. મનને સદા વશમાં રાખીને વ્યવહાર કરવો એ સાચો શમ છે.

## દમ

ઇન્દ્રિયોના વિષય, શાસ્ત્રાનુકુળ મર્યાદાથી મનને વશ રાખીને આસક્તિ રહિત બનીને અને સાત્વિકભાવથી રાગ–દ્વેષ રહિત બનીને જેવું પ્રાપ્ત થાય એને પરમ સંતુષ્ટ રહીને ભોગવવા એ દમનો સદુપયોગ છે. પરન્તુ ઇન્દ્રિયોને પોતાના વિષયોથી હઠાવી લેવાનો ઉદ્યોગ કરવા એ દમનો દુરૂપયોગ છે ; કારણ કે સાંસારિક વ્યવહારમાં એવું થઇ શકતું નથી. ઇન્દ્રિયોને આધિન ન થાતાં એને સ્વાધિન રાખવી એ સાચો દમ છે.

रागद्वेषविमुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥
—गी० अ० २-६४

**અર્થ**—રાગદ્વેષને છોડીને સ્વાધિન કરેલી ઇન્દ્રિયોથી વિષયોમાં વર્ત્તાવ કરીને પણ પોતાના અંતઃકરણને વશ રાખીને મનુષ્ય પ્રસન્નતાને પ્રાપ્ત થાય છે.

**શ્રદ્ધા**

જે કર્ત્તવ્ય પોતાને શિર હોય તેમાં સાત્વિક વ્યવહારોમાં ઇશ્વરોપાસનાદિ ધાર્મિક કૃત્યોમાં સત્શાસ્ત્રના અધ્યયનમાં અને સત્પુરૂષોના ઉપદેશોમાં શ્રદ્ધા, ભાવના અર્થાત્ વિશ્વાસ રાખવો જોઇએ. શ્રદ્ધા વિનાના અંતઃકરણના વિપરિત કરેલું કોઇપણ કાર્ય ઠીક હોતું નથી. એ અસત્ય અર્થાત્ મિથ્યા હોય છે.

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥
—गी० अ० १७-२८

**અર્થ**—અશ્રદ્ધાથી જે હવન કર્યું હોય, દાન દીધું હોય, તપ કર્યું હોય અથવા જે કાંઇ (કર્મ) કર્યું હોય, એ અસત્ય કહેવાય છે. હે પાર્થ! એ (કર્મ) મૃત્યુ પછી (પરલોકમાં) અને જીવતાં આ લોકમાં હિતકારી થતું નથી.

પરન્તુ, શ્રદ્ધા સાત્વિક હોવી જોઇએ. અર્થાત્ સાત્વિક જ્ઞાનયુક્ત હોવી જોઇએ. રાજસી-તામસી વ્યવહારોમાં અન્ધ વિશ્વાસની શ્રદ્ધા રાખવી, એ શ્રદ્ધાનો દુરૂપયોગ છે અને એ બહુજ હાનિકારક છે.

## સરલતા

૧ સાધારણ આચાર—સરલ અર્થાત સીધા રાખવો જોઇએ. કોઇની સાથે સ્વયં છલ, કપટ, સ્તબ્ધતા, રુક્ષતા તથા કૂટનીતિના ભાવો ચિત્તમાં ન રાખવા તથા વાણી અને શરીરથી પણ એવો વ્યવહાર ન કરવો એ સરલતાનો સદુપયોગ છે. પરન્તુ દંભીઓ ઠગો ધૂર્તો તથા દુષ્ટોની સાથે સરલતા તથા સીધાપણાના ભાવો રાખીને એના ફંદમાં ફસાઇ જવું અને પોતાનું કર્ત્તવ્ય બગાડી નાખવું એ સરલતાનો દુરૂપયોગ છે. સરલતાનું પ્રયોજન એનો પોતાના તરફથી સરલપ્રતિ સરલતાનો ભાવ મનમાં રાખીને એ પ્રમાણે વ્યવહાર કરવો. પરન્તુ જ્યારે સાથે રજો ગુણ તમો ગુણની પ્રબલતાનો પ્રસંગ આવી પડે છે ત્યારે પોતાનો ન્યુન સત્વ ગુણ દબાઈ જાય છે, એ માટે એને અનુકુળ વર્તાવ કરવો પડે છે.

**ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।**

**—गी० अ० ४-११**

**અર્થ**—જે મને જે પ્રકારે ભજે છે, એને હું એ પ્રકારે ફળ આપું છું.

પરંતુ એવી રીતનો વર્ત્તાવ કરવામાં પણ પોતાના અંતઃકરણનો સાત્વિકી ભાવ ન ત્યાગવો જોઇએ.

## પરોપકાર (सर्वभूतहितेरतः)

પ્રાણિમાત્રનું હિત, ઉપકાર મનથી ચિન્તન કરવું તથા વાણી અને શરીરથી લોકહિત તથા પરોપકારનું કાર્ય યથાશકિત કરવું અને કોઇનું અહિત અથવા કોઇને પીડા થાય એવો વ્યવહાર

પોતાની તરફથી ન કરવો, એ 'सर्वभूतहितेरतः' અર્થાત પરોપકારનો સદુપયોગ છે. પરન્તુ એ હિત અથવા ઉપકાર વાસ્તવિક હોવો જોઇએ, જેથી લોકોને વાસ્તવિક સુખ મળે. કેવળ સાંસારિક સુખ વાસ્તવિક નહિ, કિન્તુ સાંસારિક વિષયજન્ય સુખોનું પરિણામ દુઃખ હોય છે. હિત અથવા ઉપકાર કરવામાં પણ પરિણામનું ધ્યાન રાખવું આવશ્યક છે. જો પરિણામ પ્રતિ ધ્યાન ન રાખીને કેવલ પ્રત્યક્ષનું દૃષ્ટહિત યા ઉપકાર કરવામાં આવે, જેનું પરિણામ આગળ જતાં દુઃખદાયી થતું હોય તો એ લોકહિત અથવા પરોપકારમાં દુરૂપયોગ છે.

## ક્ષમા-સહનશીલતા

કોઇથી પોતાનું અનિષ્ટ થઈ જાય અથવા કોઇ આપત્તિ આવી પડે તો શાન્તિની સાથે સહન કરી લેવી જોઇએ. એના બદલામાં અનિષ્ટ કરનારને દુઃખ અથવા હાનિ પહોંચાડવાનો ભાવ ઉત્પન્ન ન કરવો તથા ઈશ્વર યા પ્રારબ્ધને નિંદવું નહિ, એ ક્ષમાનો સદુપયોગ છે. પરંતુ દુષ્ટો તથા મુર્ખોના અપરાધ સહન કરતાં, એની દુષ્ટતા યા મૂર્ખતા છોડાવવાનો કોઇ યત્ન ન કરવો, એ ક્ષમાનો દુરૂપયોગ છે.

## ધૈર્ય

સુખ-દુઃખ, હાનિ-લાભ, હર્ષ-શોક, માનાપમાન, નિન્દાસ્તુતિ આદિ દ્વંદ્વોથી વ્યાકુલ બનીને ધીરજ ન છોડવી અને પોતાના કર્ત્તવ્યકર્મમાં મનને દૃઢ રાખવું એ ધૈર્યનો સદુપયોગ છે. પરંતુ અનર્થને ટાળવાનું સામર્થ્ય હોવા છતાં પણ ચુપ થઇને બેસી રહેવું તથા જે કામમાં અનર્થ સિવાય બીજા કોઇ શુભ પરિણામ હોવાની

સંભાવના ન દેખે તોપણ એ કામ કર્યે જવું અને એને બદલવાની ચેષ્ટા કરવામાં વિલંબ કરવો, એ ધૈર્યનો દુરૂપયોગ છે.

## ઉત્સાહ

પોતાનું કર્તવ્ય સંપાદન કરવામાં પ્રફુલ્લ ચિત્તથી ઉદ્યોગ કરવામાં અગ્રેસર થતા રહેવું, હતાશ ન થવું, એ ઉત્સાહનો સદુપયોગ છે. પરન્તુ પોતાની શક્તિ અને પરિણામને વિચાર્યા વિના કોઇ પણ કાર્યમાં કૂદી પડવું તથા વિપરિત વ્યવહારોમાં ઉત્સાહ દેખાડવો એ ઉત્સાહનો દુરૂપયોગ છે.

## ઉદારતા

બીજાના વિચારો, વિશ્વાસો તથા સત્કાર્યો તથા ગુણોનો આદર કરવો, બીજાનાં સુખ—દુઃખ, લાભ હાનિ, માનાપમાન, નિંદા સ્તુતિ આદિ પોતાની સમાન સમજવા, કેવળ પોતાના સ્વાર્થ તરફ લક્ષ ન રાખતાં બીજાના સ્વાર્થને પણ સ્થાન દેવું અર્થાત્ આત્મોપમ્યેન બુદ્ધિ રાખવી. દેશ અને કાલની પરિસ્થીતિ તથા આવશ્યકતાનુસાર પોતાના વિચારોમાં પરિવર્ત્તન કરવું એ ઉદારતાનો સદુપયોગ છે. પરન્તુ નિરર્થક, ફાજલ ખર્ચ કરવું અથવા અન્ધ વિશ્વાસથી દંભીઓનાં આદર—પૂજન કરીને એને દાન દઈ એનું મહત્વ વધારવું, અથવા ઠગો (ખુશામદિઓ)ના ફંદામાં સમજ્યા વિના પડીને અપવ્યય કરવો તથા દરેક પુરૂષની વાત માનીને પોતાના વિચારોમાં પરિવર્તન કરતા રહેવું એ ઉદારતાનો દુરૂપયોગ છે.

## પ્રસન્નતા

દુઃખ—હાનિ, રોગ—વિપત્તિ, વૃદ્ધાવસ્થા, પ્રિયજનો તથા પ્રિય વસ્તુના વિયોગાદિક અનિષ્ટની પ્રાપ્તિ થવા છતાં પણ

શોક ન કરવો, કિન્તુ ચિત્ત પ્રસન્ન રાખવું એ પ્રસન્નતાનો સદુપયોગ છે. પરંતુ બીજાના અનિષ્ટ, દુઃખ હાનિ તથા અપમાન—નિંદાથી ખુશી થવું એ પ્રસન્નતાનો દુરૂપયોગ જ નહિ, નિર્દયતા અને નીચતા પણ છે.

### દૃઢનિશ્ચય

સર્વત્ર એક જ પરમાત્મા વ્યાપક છે. એ નિશ્ચયથી પોતાના કર્ત્તવ્યકર્મોમાં એક વ્યવસાયાત્મિકા બુદ્ધિ રાખવી, પોતાના સિદ્ધાંતથી ન ડગવું તથા સંશયરહિત રહેવું, જે કામને વિચારપૂર્વક કરવાનો સ્વીકાર કર્યો હોય એથી વિચલિત ન થવું એ દૃઢનિશ્ચય છે. પરન્તુ આત્માને વિમુખ કરનારા વ્યવહારોમાં અંધવિશ્વાસને પકડીને ન છોડવા, કોઇ વાતપર દુરાગ્રહ યા જીદ કરવી, કોઇ કામને પકડીને બેસી જવું, એનાથી હાનિ થતી હોય તોપણ ન છોડવું તથા દેશ, કાલ, પરિસ્થીતિ અને આવશ્યકતાનુસાર વિચારો તથા વ્યવહારોમાં પરિવર્ત્તન ન કરવું, નિરૂદ્યમી બનીને પ્રમાદમાં પડી રહેવું, મનના હવાઇ કિલ્લા ચણવા, ભય, શોક, વિષાદ અને મદને દૃઢતાથી પકડીને ન છોડવા એ દ્રઢતાનો દુરૂપયોગ છે.

### તેજ

કોઇથી દબાઇને આત્માની વિરૂદ્ધ કોઇ અનુચિત કામ ન કરવું તથા કર્ત્તવ્યને ન છોડવાની બુદ્ધિ રાખવી એ તેજનો સદુપયોગ છે, પરન્તુ પોતાના રૂવાબના અભિમાનમાં બીજાને અનુચિત રૂપથી દબાવવાની વૃત્તિ રાખવી એ તેજનો દુરૂપયોગ છે.

### અનસૂયા—કૃતજ્ઞતા

બીજાના ગુણોને યથાર્થપણે સમજવા, એમાં દોષ ન જોવો તથા પોતા ઉપર કરેલા ઉપકારને માટે ઉપકાર-

આપેલો ઉપકાર શુદ્ધ હૃદયથી માનવો અને એના ગુણો તથા ઉપકારીના મહત્વને ઘટાડવાની ચેષ્ટા ન કરતાં એથી જે લાભ થયો હોય એને યથાર્થ રૂપમાં પ્રકાશિત કરવો, એ સાચી અનસૂયા અથવા કૃતજ્ઞતાનો સદુપયોગ છે. પરંતુ ખુશામદ અથવા સ્વાર્થવશ બીજામાં ન હોય એવા ગુણોની પ્રસંશા કરવી, અથવા થોડા ગુણોને વધારીને ઘણા કહેવા એ લોકોને ઠગવા જેવું તથા અનસૂયાનો દુરૂપયોગ છે. એ રીતે બીજા પાસે પોતાની વડાઇ કરાવવી એ પણ અનસૂયાનો દુરૂપયોગ છે.

## આસ્તેય ( ચોરી ન કરવી )

બીજાના દ્રવ્યાદિ પદાર્થ હરણ કરવાની ઇચ્છા ન કરવી તથા હક વિનાનો કોઇ પદાર્થ ન લેવો અર્થાત્ પોતાના પરિશ્રમ દ્વારા ઉપાર્જન કરેલા દ્રવ્ય પર જ પોતાનું સ્વત્વ સમજવામાં સંતોષ ન કરતાં બીજાના પરિશ્રમથી ઉપાર્જન થયેલા ધનાદિ પદાર્થોને મેળવવાની આશા રાખીને આળસુ અને નિરૂદ્યમી ન થઇ જવું, તથા ધનાદિ પદાર્થોનો સંગ્રહ કરીને બીજાના ઉપયોગમાં ન આવવા દેવા અને પોતાની જરૂરીયાતોને અધિક વધારીને એનામાં ધનાદિ પદાર્થોનો અનુચિત રૂપથી ખર્ચ કરીને બીજાનું ધન લેવાનો પ્રયત્ન કરવો તથા બીજાની વાસ્તવિક આવશ્યકત્તાઓની પૂર્તિમાં બાધક થવાના ભાવો ન રાખવા એ સાચું આસ્તેય છે. પરન્તુ આસ્તેયનો એ અર્થ નહિ કે પૈતૃક સંપત્તિ આદિ પ્રારબ્ધથી વિના પરિશ્રમ તથા બીજાના હક છીનવી લીધા વિના પ્રાપ્ત થએલી સંપત્તિને ત્યાજ્ય માનીને છોડી દેવી એ આસ્તેયનો સાચો ઉપયોગ નથી.

## અપૈશુન

બીજાની માનપ્રતિષ્ઠા તથા ધનાદિને હાનિ પહોંચાડવાના ભાવથી નિંદા યા ચુગલી ન કરવી એ અપૈશુન છે. પરંતુ કોઈના સાચા દોષ, જેથી સ્વયં એને અથવા અન્ય લોકોને હાનિ પહોંચતી હોય-હાનિથી બચાવવાના ભાવથી સ્વયં એને તથા અન્ય લોકોને જેને હાનિ પહોંચતી હોય તેને ન દેખાડતાં છુપાવી લેવી એ અપૈશુનનો દુરુપયોગ છે.

## દક્ષતા–ચતુરતા

જે પોતાના કર્તવ્યકર્મ હોય એના વિજ્ઞાનમાં તથા ક્રિયામાં સારી રીતે કુશળતા રાખવી એ દક્ષતાનો સદુપયોગ છે. પરંતુ પ્રમાદના વિષયોમાં જેથી પોતાના કર્તવ્યમાં હાનિ પહોંચતી હોય એમાં કુશળતા રાખવી એ દક્ષતાનો દુરુપયોગ છે.

## લજ્જા—ગ્લાનિ

પોતાના કર્તવ્યની વિરુદ્ધ અનુચિત અને ખરાબ કામ કરવામાં લજ્જિત થવું એ લજ્જાનો સદુપયોગ છે. પરન્તુ, પોતાના કર્તવ્યોનું પાલન કરવામાં તથા સાત્વિક વ્યવહારમાં અન્ય લોકોની લજ્જાથી ત્રુટિ કરવી એ લજ્જાનો દુરુપયોગ છે.

## તિતિક્ષા

યદિ પ્રારબ્ધવશ શરીરપર ગરમી, શરદી, ભૂખ, પ્યાસ આદિ પીડા ઉપસ્થિત થઈ જાય તો એને શાંતિપૂર્વક સહન કરવી, મનમાં ક્ષોભ ન કરવો તથા શરીરને એ પ્રકારના કષ્ટ સહવા યોગ્ય બનાવવું એ તિતિક્ષાનો સદુપયોગ છે. પરંતુ મૂર્ખતાથી શરીરને સદા પીડા દેતા રહેવું, હઠ કરીને શીત, તાપ, ભૂખ, પ્યાસ આદિથી શરીરને વ્યથા પહોંચાડવી એ તિતિક્ષાનો દુરુપયોગ છે.

## તત્પરતા

જે કાર્ય પોતાને માથે હોય, ચાહે એ સ્વાર્થનું હોય અથવા પરાર્થનું, ચાહે એ સાંસારિક વ્યવહારનું હોય અથવા પરમાર્થનું એને સારી રીતે મન લગાડીને યથાસમયે, પૂરી સાવધાનીથી સંપાદન કરવું જોઇએ. એમાં ગફલત, અસાવધાની, આળસ, પ્રમાદ યા મોહ ન કરવો જોઇએ. સમયની દ્રઢતા પૂરી રાખવી. જે કામને જે સમયે કરવાનું હોય એને એ સમયે સ્ફુર્તિ સહિત અવશ્ય કરવું જોઇએ. તત્પરતા કેવલ પોતાના કર્તવ્યને માટે છે. જે કાર્ય પોતાના કર્તવ્યનું નથી, એને માટે નથી તથા પોતાના કર્તવ્યોમાં પણ જે ઓછી યોગ્યતાનાં કર્તવ્ય છે એની અપેક્ષા, તથા અધિક યોગ્યતાવાળાં કર્તવ્યોને માટે તત્પરતા અધિક આવશ્યક છે.

## જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિના દુ:ખોમાં દોષદર્શન

એ દુ:ખોની સદા સ્મૃતિ રાખીને એવો વ્યવહાર કરવો કે, જેથી એ દુ:ખોદ્વારા મનમાં અત્યંત પીડા ન થાય, એ દોષ જોવાની દ્રષ્ટિનો સદુપયોગ છે. પરંતુ એ દુ:ખોના ડરથી સર્વ કર્મો જ છોડી દેવાં એ એનો દુરૂપયોગ છે.

## નમ્રતા

સર્વની સાથે સાંસારિક વ્યવહાર અત્યંત નમ્રભાવથી કરવા જોઇએ. ગર્વ અહંકાર તથા સ્તબ્ધતાથી વ્યવહાર ન કરવો એ નમ્રતાનો સદુપયોગ છે, પરન્તુ બીજાથી દબાઇને, નરમ બનીને, પોતાના કર્તવ્ય કર્મોમાં ત્રુટિ કરવી તથા દુષ્ટ દુરાચારીઓથી નમ્રતાનો વ્યવહાર કરી એનું સાહસ વધારવું, એ નમ્રતાનો દુરૂપયોગ છે.

## રાજસી—તામસીભાવ

### કામ ઈચ્છા

સાંસારિક વિષયોમાં સુખની અભિલાષા તથા અપ્રાપ્ત પદાર્થોની પ્રાપ્તિની લાલસાથી મનુષ્ય કામવશ બનીને પોતાનું મૂળ આત્મસ્વરૂપને ભૂલી જાય છે. અને કર્ત્તવ્યાકર્ત્તવ્યનું જ્ઞાન નથી રહેતું, એ માટે કામથી ચિત્ત અત્યંત ક્ષોભિત થાય છે અને એ એનો દુરૂપયોગ છે. પરંતુ કામને સ્વાધિન રાખીને પોતાના કર્ત્તવ્ય કર્મ વિહિત રૂપથી કરતાં આત્મ પ્રાપ્તિના સત્ય સુખની લાલસા રાખવી, સર્વ ભૂતોનું હિત તથા સુખની ઈચ્છા રાખવી, સાત્વિક વ્યવહારોમાં રત રહેવું, એ કામનું સાત્વિક રૂપ થઇ જાય છે. એને સદિચ્છા કહે છે. પોતાના ધર્માનુસાર કર્મદ્વારા લોકસંગ્રહને માટે પદાર્થોની પ્રાપ્તિની ઈચ્છા કરવી તથા અનાસક્ત બુદ્ધિથી પોતાના ધર્માનુસાર વિષયો ભોગવવા એ કામનો સદુપયોગ છે. ! **धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ।** અર્થાત હે ભરતશ્રેષ્ઠ ! પ્રાણીઓમાં ધર્મની વિરૂદ્ધ ન જનારો કામ પણ હું છું.

એ રીતના સાત્વિક કામનું પોતાના મનપર ખરાબ પરિણામ થતું નથી.

### ક્રોધ

કોઇના તરફથી પોતાને હાનિ અથવા દુઃખ પહોંચતાં અથવા સુખમાં વિઘ્ન પહોંચતાં તથા અપમાનાદિના અનુમાનથી ક્રોધ ઉત્પન્ન થાય છે. જેથી હાનિ અથવા દુઃખ પહોંચાડનારને બદલામાં દુઃખ અથવા હાનિ પહોંચાડવાની પ્રવૃત્તિ થાય છે. એ ક્રોધનો

દુરૂપયોગ છે. પરન્તુ ક્રોધને સ્વાધિન કરીને અજ્ઞાનીઓ તથા કુમાર્ગિઓને સુધારવાને માટે ઉચિત માત્રામાં કામ લેવાય એથી હાનિ થતી નથી, કિન્તુ એવી દશામાં ક્રોધ આવશ્યક થઇ પડે છે અને એ એનો સદુપયોગ છે. અજ્ઞાની તથા બાળક કોઇ હાનિકારક કામનો આગ્રહ કરે તો એને ક્રોધ દેખાડીને ધાક દેવામાં, અથવા કોઇ દુરાચારીના દુરાચાર છોડાવવા માટે ક્રોધથી એને ધમકાવવો અથવા એની સાથે યુદ્ધ કરવામાં પણ કોઇ અનર્થ થતો નથી. કારણ કે એ ક્રોધ વાસ્તવિક રીતે કોઇને હાનિ પહોંચાડવા અથવા દુઃખ દેવા માટે કરવામાં આવતો નથી, કિન્તુ ભલાઇને માટે પ્રેમભાવથી કરવામાં આવે છે. જેવી રીતે પોતાના સંતાનપર પ્રેમયુક્ત ક્રોધ થાય છે, પણ વાસ્તવમાં એ ક્રોધ નહિ પણ પ્રેમ હોય છે. અર્થાત્ મનને તપાવવું ન જોઇએ અને અને વશવર્તીને ક્રોધ કરવાની ટેવ પાડવી ન જોઇએ.

## લોભ—તૃષ્ણા—કૃપણતા

સંસારિક પદાર્થોનો સંગ્રહ કરવામાં સંતોષ ન કરવો, કિન્તુ આવશ્યકતાથી પણ અધિક પદાર્થોનો એન-કેન પ્રકારથી સંગ્રહ કરવામાં તન, મનથી લાગી જવું અને સંગ્રહ કરેલા પદાર્થોનો આવશ્યક કામોમાં ત્યાગ ન કરવો એ લોભનો દુરૂપયોગ છે. પરંતુ, આત્મજ્ઞાનપ્રાપ્તિની તૃષ્ણા કરવી, સંસારથી પ્રેમ કરવામાં—સર્વ સાથે ભલાઇથી વર્તવામાં—તથા પોતાના કર્ત્તવ્યોનું પાલન કરવામાં સંતોષ ન કરવો એ લોભનો સદુપયોગ છે.

## શોક—ચિન્તા—પશ્ચાતાપ

ગયેલા તથા અપ્રાપ્ત સાંસારિક પદાર્થો, ધન, પુત્ર, મિત્ર, બંધુજન, તથા વિષયસુખનું ચિંતન કરીને એના માટે શોક કરવો તથા

ઉપસ્થિત પદાર્થોના રક્ષણ આદિને માટે ઉપયોગ ન કરતાં, કેવલ એની ચિન્તા જ કર્યા કરવી તથા શોકાધિન બનીને પોતાના કર્તવ્યોમાં ત્રૂટિ કરવી એ શોકનો દુરૂપયોગ છે. પરંતુ પોતાના કર્તવ્યોને પુરાં કરવા માટે ચિન્તિત રહીને ઉદ્યોગ કરવો, પોતાની અંદર આત્મ-વિમુખ કરનારા રજોગુણી તમોગુણી ભાવોથી થતા અનર્થોનું ચિંતન કરીને એનો ત્યાગ કરવામાં યત્નશીલ રહેવું તથા પોતાના કરેલા અનર્થોનો પશ્ચાત્તાપ કરીને પુનઃ એવા અનર્થો ન કરવા સાવધાની રાખવી એ સર્વ શોકનો સદુપયોગ છે.

## મોહ-મમતા

સાંસારિક પદાર્થોમાં મમતા વધારીને એના માટે પોતાનાં મૂળ કર્ત્તવ્યોને ભૂલી જવાં, શરીર તથા એના સંબંધીઓની પ્રીતિમાં ફસાઇને અનર્થ કરવો તથા કર્ત્તવ્યાકર્ત્તવ્યની સાત્વિકી બુદ્ધિથી નિર્ણય ન કરતાં અંધ વિશ્વાસમાં ફસાઇને પોતાનાં કર્ત્તવ્યોને ભૂલી જવાં એ મોહનો દુરૂપયોગ છે. પોતાના કર્તવ્ય અનુસાર જે સાંસારિક પદાર્થો, યા વ્યવહારોનો ભાર પોતાની ઉપર છે, અથવા જે વ્યવહારનો પોતે સ્વીકાર કર્યો હોય, એ સર્વ જવાબદારીમાં આવતા સંબંધીઓ, પદાર્થો, તથા વ્યવહારોનુ સ્નેહથી સારી રીતે પાલન કરવું, સ્વાશ્રિતોનું ભરણપોષણ-રક્ષણ-શિક્ષણ તથા એના દુઃખોમાં સ્નેહપૂર્વક સહાયતા દર્શાવવી, એ મોહનો સદુપયોગ છે.

## ભય

લોકોને પોતાની વિદ્યા, બુદ્ધિ, બલ, તપ, ધન, સત્તા અને સામર્થ્યનો ભય બતાવીને દબાવવા તથા દુઃખ દેવું અને મિથ્યા વાતોનો ભય બતાવીને લોકોને ભુલાવવા તથા મિથ્યાજ્ઞાનમાં

શિક્ષાથી અજ્ઞાનમાં રાખીને સ્વાધિન રાખવા અને સ્વ-કર્ત્તવ્યપાલન કરવામાં તથા ધાર્મિક વ્યવહારમાં, કલ્યાણના પ્રયત્નમાં રજોગુણી-તમોગુણી પ્રકૃતિના પુરૂષોની નિન્દાદિનો ભય કરવો, એ ભયનો દુરૂપયોગ છે. પરંતુ ખરાબ કર્મો કરવામાં ભય રાખવો તથા પોતાનાથી અધિક જ્ઞાની, બુદ્ધિમાન, બલવાન, ધનવાન આદિના વ્યવહારકાર્યમાં ભય રાખીને એની સામે ન થવું એ ભયનો સદુપયોગ છે.

## રાગ-પ્રીતિ-આસકિત

સાંસારિક પદાર્થોમાં અતિ સ્નેહ કરીને અષ્ટોપ્રહર નિરંતર મનને એમાં ચોંટાડી રાખવું એ રાગનો દુરૂપયોગ છે. પરન્તુ, શુભ કામોમાં રાગ અને આત્મામાં આસકિત રાખવી એ એનો સદુપયોગ છે.

## દ્વેષ—ઇર્ષ્યા

પ્રતિકૂલ પદાર્થોમાં તથા પોતાનાથી પ્રતિકૂલ મનુષ્યોની સાથે દ્વેષ કરીને એનો તિરસ્કાર કરવો તથા એને દુઃખ દેવાનો સંકલ્પ કરવો અને શ્રેષ્ઠ સુખી પુરૂષોના સુખને જોઇને બળવું એ દ્વેષ અને ઇર્ષ્યાનો દુરૂપયોગ છે. પરંતુ પોતાના તથા બીજાના અંદરના આસુરી ભાવોને હઠાવવા માટે એ ભાવોની ઘૃણા કરવી તથા શ્રેષ્ઠ જ્ઞાની પુરૂષોના સદ્‌ગુણોને જોઇને ચિત્તમાં જલન ઉત્પન્ન ન કરતાં એના જેવા બનવાની સ્પર્ધા કરવી એ દ્વેષ યા ઇર્ષ્યાનો સદુપયોગ છે.

## માન-અહંકાર

પોતાની જાતિ, મર્યાદા, ધન ઐશ્વર્ય બલ, વિદ્યા, બુદ્ધિ, રૂપ, યૌવન આદિના ઘમંડમાં બીજાનો તિરસ્કાર કરવો, પોતાને શ્રેષ્ઠ, શ્રીમંત અને કુલિન સમજીને બીજાઓને તુચ્છ અને નીચ સમજવા,

પોતાના કૃત્યોની પ્રસંશામાં ફુલાવું એ સર્વ માનનો દુરૂપયોગ છે. પરંતુ, તુચ્છ સાંસારિક સુખોને માટે રજોગુણી-તમોગુણી પુરૂષોના સાથે દીનતા ન કરવાનું આત્મગૌરવ રાખવું, સ્વાવલંબી થવું તથા પોતાની પરિસ્થીતિમાં મસ્ત રહેવું, કોઇથી ડરીને યા દબાઇને પોતાના કર્ત્તવ્યકર્મથી ન હટવું, એ માનનો સદુપયોગ છે અને પોતાને પંચભૌતિક શરીરથી પર શુદ્ધ આત્મા સમજવો, એ સાત્વિક અહંકાર છે.

## દંભ-પાખંડ

છળ-કપટ કરીને લોકોને દગો દેવો, પાખંડ અને અશુદ્ધ વ્યવહારથી કોઇને ઠગવો, અંદર એક વાત અને ઉપરથી બીજી વાત કરી વંચના કરવી, ભુલામણી દેવી, એ દંભનો દુરૂપયોગ છે. પરંતુ દુષ્ટદુરાચારીઓથી પોતાની તથા પોતાની રક્ષામાં આવનારાઓની રક્ષાને માટે કયારે કયારે દુષ્ટોથી છળનો વ્યવહાર કરવો એ આવશ્યક તથા ન્યાય સંગત થાય છે. એ છળ કોઇને હાની પહોંચાડવાની વૃત્તિથી કરવામાં આવતો નથી, પણ લાભાર્થે કરવામાં આવે છે. કયારે કયારે મૂર્ખો, બાળકો અને પશુઓને હાનીથી બચાવવા માટે પણ છળ કરવો [illegible] બતાવવી પડે છે તેમ, એ કાર્ય છળનો સદ્દપયોગ છે.

**द्यूतं छलयतामस्मि**

—गी० अ० १०-३६

[illegible]

પરમેશ્વર છું.

## હિંસા

મન, વાણી તથા શરીરથી કોઇને પીડા પહોંચાડવી અથવા કોઇની આજીવિકામાં વિઘ્ન નાખવું એ હિંસાનો દુરૂપયોગ છે. પરંતુ, પરિણામનું મોટું સુખ અથવા મોટો લાભ પહોંચાડવાની વૃત્તિથી એકવાર થોડા વખતને માટે કોઇને કષ્ટ દેવામાં આવે તો એ હિંસા નહિ—હિંસાનો સદુપયોગ છે. જે રીતે ગુમડાને મટાડવા માટે ચિરા દેવાની પીડા કરવી, ભયાનક રોગથી બચાવવાને માટે ઇંજકશન દેવું, અજીર્ણના રોગીનું ભોજન લઇ લેવું, ઇત્યાદિ. એ રીતે કયારે એવો અવસર આવે છે કે ઉચ્ચ કોટીના જીવોની રક્ષાને માટે હીન કોટીના જીવોને મારવા એ આવશ્યક થઇ પડે છે. જેમ, સિંહ અથવા પાગલ કુતરા આદિથી મનુષ્યોના પ્રાણ બચાવવા માટે એને મારવા આવશ્યક ગણાય છે તેમ. એ રીતે કોઇ હત્યારો ભલે મનુષ્યોની હત્યા કરવા ઉદ્યત થાય અને અન્ય ઉપાયોથી નિવૃત્ત ન થાય તો એ ભલા મનુષ્યોની પ્રાણરક્ષાને ખાતર હત્યારાને મારી નાખવો એ હિંસામાં ગણાતું નથી.

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।**
**धर्म्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥**

—गी० अ० ४–८

**અર્થ**—ભલા મનુષ્યોની રક્ષા તથા દુરાચારીઓના વિનાશના હેતુથી તથા ધર્મની સ્થાપનાને માટે હું યુગયુગમાં અવતાર ધારણ કરૂં છું.

## અસત્ય

જુઠું બોલીને બીજાને દગો દેવો, હાનિ પહોંચાડવી અથવા માનસિક કષ્ટ દેવું, એ મહા પાપ છે; એ અસત્યનો દુરૂપયોગ છે. પરન્તુ દુરાચારીઓથી ભલા મનુષ્યોની રક્ષા કરવામાં અથવા લોકહિતને ખાતર જો કયારેક જુઠું બોલવું પડે, જેમાં કોઇનું નુકસાન કરવાની વૃત્તિ ન હોય, એ અસત્યનો સદુપયોગ છે.

## સંશય

પરમાત્મા અથવા પોતાના સ્વરૂપના સતશાસ્ત્રોક્ત સત્યજ્ઞાનમાં તથા પોતાનું કર્ત્તવ્યકર્મ કરવામાં તથા પોતાના નિશ્ચયમાં સંશય અથવા શંકા કરતા રહેવું, એ સંશયનો દુરૂપયોગ છે. પરન્તુ, જાણ્યાવિના હરકોઇ મનુષ્યનાં વાકયો, આચરણો તથા વ્યવહારોની સત્યતાના વિષયમાં શંકા કરીને એનો સારી રીતે વિચાર કર્યા પછી નિશ્ચય કરવો, એ સંશયનો સદુપયોગ છે.

## ચપલતા

પોતાનાં કર્ત્તવ્યકર્મોમાં મન ન લગાડતાં, મન, વાણી અને શરીરદ્વારા નિરર્થક ચેષ્ટાઓ કરતા રહેવું અને અનેક પ્રકારના સંકલ્પ–વિકલ્પ ઉઠાવતા રહેવું, એ ચપલતાનો દુરૂપયોગ છે. પરન્તુ પોતાનું કર્ત્તવ્ય કર્મ સ્ફૂર્તિ અને ચતુરાઇની સાથે એક પછી એક કરતા જવું, એ ચપલતાનો સદુપયોગ છે.

## પારૂષ્ય (રૂક્ષતા) અને સ્તબ્ધતા (કઠોરતા)

વ્યવહારમાં બીજાની સાથે મૃદુતા અને નમ્રભાવ ન રાખતાં રૂક્ષતા અને કઠોરતાનો ભાવ રાખવો, વાણીથી રૂક્ષ અને કઠોર વચન કહેવાં તથા શરીરથી રૂક્ષ અને બીજાઓને દુઃખ દેનારી ચેષ્ટાઓ

કરવી, એ એનો દુરૂપયોગ છે. પરન્તુ મુર્ખાઓ અને દુષ્ટોને સુધારવા અર્થે રૂક્ષતા અને કઠોરતા દર્શાવવી, એ એનો સદુપયોગ છે.

### આત્મસંભાવના

પોતાના મનમાં પોતાની તથા પોતાના સંબંધીઓના ગુણોની શ્રેષ્ઠતાની તથા કર્મોની વડાઇનો વિચાર રાખીને વાણી અને શરીર દ્વારા એને પ્રભાવિત કરવા તથા બીજા લોકોથી પોતાની વડાઇ કરીને પ્રસન્ન થવું, અભિમાન કરવું અને બીજાઓને તુચ્છ, હીન, નિર્બળ સમજીને તિરસ્કાર કરવો, એ આત્મ–સંભાવનાનો દુરૂપયોગ છે. પરન્તુ દીનતાથી બીજાઓના આશ્રિત ન રહેતાં પોતાનામાં મસ્ત રહેવુ, પોતાને સ્વાવલંબી અને આત્મસંતુષ્ટ બનાવવા, એ આત્મસંભાવનાનો સદુપયોગ છે.



# દ્વિતીય કર્ત્તવ્ય

---

મનુષ્યનું બીજું કર્ત્તવ્ય પોતાના શરીરપ્રતિ છે; કારણ કે આ શરીરમાં રહીને જ જીવ પરમાત્માની પ્રાપ્તિ કરી શકે છે તથા આ શરીરથી જ સંસારરૂપી નાટકનો ખેલ કરી શકાય છે. એ માટે સાત્વિક આહારદ્વારા એનું પોષણ કરીને તથા સ્વચ્છ રાખીને એને આરોગ્ય, સુદ્રઢ અને બળવાન બનાવી રાખવું જોઇએ. **बलंबलवतामस्मि कामराग विवर्जितम्** અર્થાત્ "કામવાસના, રાગ અર્થાત્ વિષયાસક્તિ એ બન્નેથી વર્જીત બલવાનોનું બળ હું છું." શરીરથી સાત્વિક વ્યવહાર તથા શુભ કર્મ કરીને આત્મિક ઉન્નતિ કરવી, એ સર્વ મનુષ્યોનું કર્ત્તવ્ય છે.

## આહાર

આહાર સાત્વિક, કેવલ શરીરનું પોષણ કરવા, આરોગ્ય બલવાન તથા સુદઢ બનાવી રાખવાની દ્રષ્ટિથી કરવો જોઇએ. કેવલ જીવ્હા ઇન્દ્રિયના સ્વાદને ખાતર નહિ, જીવ્હાના સ્વાદને ગૌણ ગણીને જ્યાં સુધી બની શકે ત્યાં સુધી સાદું ભોજન કરવું જોઇએ. સાત્વિકી આહાર આયુ, વિવેકશક્તિ, બળ, આરોગ્ય, સુખ, પ્રીતિવર્ધક, રસદાર, ચીકણો, અધિક રહેવાવાળો, હૃદયને શક્તિ દેનાર અને શુદ્ધ હોય છે. ચોખા, ઘઉં, મગની દાળ, દૂધ, દહીં, જાર, માખણ,

ઘૃત, તાજું શાક, ફલ, આદિ, સાત્વિક આહાર શુદ્ધ કરેલ તથા સારી રીતે પકાવેલ અર્થાત્ જેટલા આરામથી પચી જાય એટલા નિયમિત સમયપર જ કરવો જોઇએ.

રજોગુણી—તમોગુણી આહાર ભરચક ન ખાવો જોઇએ. અતિ કડવા, અતિ ખાટા, અતિ ખારા, અતિ ગરમ, ( બાળે એવા ) અતિ તિખા, અતિ શુષ્ક, દાહ ઉત્પન્ન કરનાર તથા જેના ખાવાથી દુઃખ, શોક અને રોગ પેદા થાય, અર્થાત્ અધિક માત્રામાં તથા અ-નિયમિત રૂપથી, અનેક વખત અસમયે ખાવું, દુઃખથી પચે એવો, વાસી, નિરસ, દુર્ગંધયુક્ત તથા ખારી ચડેલા એકથી અધિક વખત સંસ્કાર કરેલી ( ખાવા આદિ ) આહાર સામગ્રી ખરાબ અને બુદ્ધિને હાનિ પહોંચાડનાર તથા મેલો આહાર એ રાજસી—તામસી આહાર છે.

પાણી પવિત્ર, સ્વચ્છ, ગળેલું, મિષ્ટ, અતિ ઠંડું નહિ તેમ અતિ ગરમ નહિ, એવું પીવું જોઇએ.

કોઇ પ્રકારનું વ્યસન, માદક પદાર્થ, ધુમ્રપાન, બરફ, લેમન, સોડાવોટર આદિ અજાણી ખાવાપીવાની વિદેશી ચીજો તથા રોગ વિના ઔષધી સેવન આદિથી વંચિત રહેવું જોઇએ. વર્તમાન સમ-યમાં આહારની વ્યવસ્થા એટલી બગડી ગઈ છે, કે સાત્વિક આહાર તરફ લોકોનું અત્યંત ઓછું ધ્યાન રહે છે. વિશેષમાં લગ્ન, કારજ આદિના નૈમિત્તિક ભોજન તો રજોગુણી-તમોગુણી ભાવોથી ભરેલા રહે છે. ખાદ્ય સામગ્રીમાં સાત્વિકતા જરા પણ હોતી નથી. કિન્તુ રજોગુણી-તમોગુણી પદાર્થ પૂર્ણતઃ વિદ્યમાન રહે છે. એ ભોજનોથી ખાનાર અને ખવરાવનારને દુઃખ, શોક અને રોગ અવશ્ય થાય છે

અને ભોજનોત્તર કાળમાં પ્રીતિના સ્થાનમાં પરસ્પર વૈમનસ્યની વૃદ્ધિ થાય છે.

### વસ્ત્ર

શરીરને શીત, ઉષ્ણ, તથા રોગાદિકથી બચાવવા માટે તથા લજ્જા નિવારણને માટે, સમાજની તથા સ્વયં પોતાની મર્યાદાની અનુસાર વસ્ત્ર પહેરવાં જોઈએ; કેવળ દેખાવની સુન્દરતા વધારવા માટે નહિ. યથાશક્તિ મોંઘાં [illegible] અને સ્વચ્છ વસ્ત્ર પહેરવાનું ધ્યાનમાં રાખવું જોઈએ. કેવલ દેખાવની ચટક-મટકને માટે વસ્ત્રોપર વ્યય ન કરવો જોઈએ.

### વ્યાયામાદિ વિહાર

શરીરમાં બલ અને દ્રઢતા રાખવા માટે શક્તિ મુજબ પરિશ્રમ અવશ્ય કરવો જોઈએ. ઉત્પાદક પરિશ્રમનો અવસર હોય તો એવો શ્રમ કરવો જોઈએ; નહિ તો વ્યાયામ નિયમપૂર્વક કરવો જોઈએ. અમીરીમાં મુસ્તાક રહીને શરીરને શિથિલ ન કરવું જોઈએ. સવારી આદિમાં બેસીને જવા-આવવામાં એટલા આસક્ત ન થવું જોઈએ કે પગે ચાલવાની ટેવ મટી જાય અને કામ પડતાં પગે ચાલવામાં દુઃખ થાય. [illegible] પણ યથાશક્તિ સાદા બનાવી રાખવા જોઈએ કે જેથી કામ પડતાં પરવશતા ન રહે. ઇન્દ્રિયોના વિષયભોગમાં આસક્ત બનીને તલ્લીન ન થવું જોઈએ. આંખોથી પ્રિય પદાર્થો જોવાની, કાનોથી પ્રિય ધ્વનિઓ સાંભળવાની, નાસિકાથી સુગંધિત પદાર્થોને સૂંઘવાની, ત્વચાથી સુંવાળા પદાર્થોનો સ્પર્શ કરવાની, જીભથી ખાનપાનના રસાસ્વાદ કરવાની આદિ શારીરિક વ્યવહારોની આસક્તિ-ટેવ ન

પાડવી જોઈએ, કે એના ન મળવાથી ચિત્તમાં વિક્ષેપ થાય. જો ઉપરોક્ત ભોગ્ય પદાર્થ અધિક પ્રયાસ વિના પ્રાપ્ત થાય, અથવા ગુણવાનોના ગુણ તથા કારીગરોની કલા-કૌશલ્યતાની રક્ષાને માટે અથવા વ્યવસાયીઓને સહાયતા દેવા માટે વ્યવહારમાં લાવવું ઉચિત જણાય તો એને અનાસક્ત બુદ્ધિથી ભોગવવામાં હાની નથી.

इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपन्थिनौ ॥

—गी० अ० ३-३४

**અર્થ**--ઇન્દ્રિયોના પોત-પોતાના વિષયોમાં રાગ અને દ્વેષ સ્વભાવથી જ થાય છે (એ માટે એ સર્વથા છુટી શકતી નથી), પરન્તુ એને વશ ન થવું જોઇએ. વશ થવાથી મનુષ્ય સ્વકર્તવ્યથી ચ્યુત થાય છે.

પરન્તુ, એને નિરન્તર ભોગવવા માટે પ્રયાસ કરવો અને એના માટે ચિન્તિત રહેવું, એથી મહાન્ અનર્થ થાય છે અને એ સત્ય સુખમાં અધિક બાધક નિવડે છે; કારણ કે વિષય-ભોગનું સુખ રાજસી હોવાથી પરિણામ મહા દુઃખદાયક હોય છે.

विषयेन्द्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥

गी० अ० १८-३८

**અર્થ**—ઇન્દ્રિયો અને એના વિષયોના સંયોગથી થનારૂં (આધિ ભૌતિક) સુખ રાજસ કહેવાય છે. એ પ્રથમ તો અમૃત-વત પ્રતિત થાય છે, પરન્તુ એનું પરિણામ વિષસમાન આવે છે.

ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यन्तवन्तः कौन्तेय न तेषु रमते बुधः ॥
—ગીતા અ૦ ૫–૨૨

અર્થ—[illegible] સંયોગથી જ [illegible] થનારા ભોગોનો આદિ અને અંત છે. એટલે એ દુઃખનું જ કારણ છે. હે કૌન્તેય ! બુદ્ધિમાન મનુષ્યો એમાં રત થતા નથી.

## નિત્યકર્મ

સવારે સૂર્યોદય પૂર્વે ઉઠી, શય્યાત્યાગ પહેલાં પરમાત્માનું સ્મરણ–ધ્યાન કરવું. પછી શૌચ, દન્તન,+ સ્નાન આદિથી શરીરના સર્વ અંગોને સાફ અને શુદ્ધ કરવા ઉપરાંત ઇશ્વરોપાસના, અંતઃકરણની શુદ્ધિ અર્થે, સ્વકર્તવ્ય સમજીને સાત્વિક ભાવથી કોઈ ફલની આશા ન રાખીને અવશ્ય કરવી જોઇએ.

## ઇશ્વરોપાસના

ઇશ્વરનું શ્રેષ્ઠ રૂપ પ્રણવ અર્થાત્ ૐકાર છે. "ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन् मामनुस्मरन्" (ગીતા અ૦ ૮–૧૩) એકાક્ષર બ્રહ્મ ૐકારનો જપ અને સ્મરણ કરવું જોઇએ.

એ માટે 'ૐ' ની ઉપાસના સર્વથી શ્રેષ્ઠ છે. પરન્તુ જો એમાં મન ન લાગે તો પોત–પોતાની રૂચિ અનુસાર સાકાર અથવા નિરાકાર ઉપાસના, [illegible] મૂર્તિનું [illegible] રાખીને

+ જાણેલા [illegible] (Tooth Powders)નો ઉપયોગ ન કરવો જોઇએ.

અથવા ધ્યાનદ્વારા કરે, પરંતુ પોતાના ઇષ્ટદેવને એકદેશીય ન સમજવા જોઇએ. કિન્તુ, સર્વવ્યાપી, અજ, અવ્યય, જગદીશ્વર, જગન્નિયંતા, જગદાધાર, સર્વજ્ઞ, સર્વશક્તિમાન્ આદિ ગુણોનું ચિન્તન કરવું-એટલે ઉપાસના-કરવી જોઇએ.

महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।
भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥

—गी० अ० ९–१३

**અર્થ**—દૈવી પ્રકૃતિનો આશ્રય લેનાર મહાત્મા લોકો સર્વ ભૂતોનો અવ્યય અને આદિસ્થાન મને જાણીને અનન્ય ભાવથી મારું ભજન કરે છે.

अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः ।
परं भावमजानन्तो ममाव्ययमनुत्तमम् ॥

—गी० अ० ७–२४

**અર્થ**—મૂઢ લોકો મારા શ્રેષ્ઠ અને ઉત્તમોત્તમ તથા અવ્યય રૂપને ન જાણતાં, મને-અવ્યક્તને વ્યક્ત ( પ્રકટ ) માને છે.

अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥

—गी० अ० ९–११

मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥

—गी० अ० ९–१२

અર્થ—મુઢ લોકો મારા પરમસ્વરૂપને જાણતા નથી. જે સર્વ ભૂતોના મહાન ઇશ્વર છે, એ મને માનવદેહ ધારી જ જાણે છે. એની આશા વ્યર્થ, કર્મ નિષ્ફળ, જ્ઞાન નિરર્થક અને ચિત્ત ભ્રષ્ટ છે. એ મોહાત્મક, રાક્ષસી અને આસુરી સ્વભાવનો આશ્રય લીધા કરે છે.

પોતાના ઇષ્ટદેવમાં રજોગુણી-તમોગુણી ભાવ, ભય, શોક, શિત, ઉષ્ણ, ક્ષુધા, તૃષા, રાગ, દ્વેષ આદિનો આરોપ કરીને રજોગુણી-તમોગુણી પદાર્થોદ્વારા અને રજોગુણી-તમોગુણી ભાવથી ઉપાસના ન કરવી જોઇએ; કારણકે પરમાત્મા કેવળ શુદ્ધ, સાત્વિક એટલે અનન્યભક્તિથી પ્રસન્ન થાય છે, પણ રજોગુણી-તમોગુણી પદાર્થો તથા ભાવથી થતા નથી. સંસારમાં એવો કોઇ પદાર્થ નથી. જે ઇશ્વરથી દૂર હોય; એટલે ઉપાસના કરવા માટે પદાર્થની આવશ્યક્તા રહેતી નથી.

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥

—गी० अ० ९-२६

અર્થ—જે મને ભક્તિથી પત્ર પુષ્પ, ફુલ અથવા થોડું જલ જ ( અર્થાત્ જે વસ્તુઓ અધિક પ્રયત્ન વિના મળી શકતી હોય ) અર્પણ કરે છે, અર્થાત્ દેવમૂર્તિઓ પર કેવલ પત્ર, પુષ્પ, ફુલ અને જલ જ ભક્તિભાવથી ચડાવે છે, અથવા પ્રત્યેક દેહધારીમાં રહેવાવાળો મારી એ દેહને ઉપયુક્ત તથા એની આવશ્યક્તા અને પોતાની યોગ્યતાની અનુસાર પત્ર, પુષ્પ, ફુલ અથવા જલ દ્વારા સેવા કરે છે : જે રીતે પશુ-પક્ષીઓને ઘાસ, પાન, ફુલાદિ,

મનુષ્યોને ફલ અને જલાદિ જે પદાર્થ સાધારણ સ્થીતિના લોકોને પણ સહજમાં જ પ્રાપ્ત થઇ શકે છે, એની પ્રેમયુક્ત સેવા કરે છે, એ નિયત ચિત્ત પુરૂષની ભક્તિયુક્ત ભેટને હું (પ્રસન્નતાપૂર્વક) ગ્રહણ કરૂં છું.

**समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।**
**ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥**
**—गी० अ० ९–२९**

**અર્થ**—સર્વ ભૂતોમાં હું એક સમાન છું. મને (કોઇ પણ પદાર્થ) અપ્રિય અને કોઇ પ્રિય એમ નથી. જે ભક્તિપૂર્વક મારૂં ભજન કરે છે, એ મારામાં અને હું એનામાં રહું છું.

**गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।**
**पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥**
**—गी० अ० १५–१३**

**અર્થ**—પૃથ્વીની અંદર રહીને સર્વ ભૂતોને હું પોતાના તેજથી ધારણ કરૂં છું. રસાત્મક ચન્દ્ર બનીને સર્વ ઓષધિઓ અર્થાત્ વનસ્પતિઓનું પોષણ હું જ કરૂં છું.

એ માટે જ્યારે સંસારનો કોઇ પણ પદાર્થ એનાથી અલગ નથી, ત્યારે એની મૂર્તિની સાથે પદાર્થ અથવા ભોગ્ય સામગ્રી રાખવા માત્રની ઉપાસનાથી એ પ્રસન્ન થતા નથી. પદાર્થ તો સાંસારિક લોકોની આવશ્યકતાઓ પુરી કરવાને માટે હોય છે. એટલે જેની પાસે પદાર્થ હોય એને એ પદાર્થોથી દેહધારીઓની આવશ્યકતાઓ પુરી

समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः सङ्गविवर्जितः ॥
तुल्यनिन्दास्तुतिर्मौनी सन्तुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥
ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥

—गी० अ० १२–१३ थी २०

**અર્થ**—જે કોઈ પ્રાણી સાથે દ્વેષ નથી કરતા, સુખીની સાથે મિત્રતા અને દુઃખીપર કરૂણા કરે છે, સાંસારિક પદાર્થોમાં મમત્વ બુદ્ધિ અર્થાત્ અહંકારથી રહિત છે; સુખ-દુઃખમાં સમાન રહેનારા અને ક્ષમાશીલ છે; સદા સંતુષ્ટ રહેનારા, સમત્વ બુદ્ધિમાન્. સંયમથી રહેનારા તથા અધ્યાત્મ જ્ઞાનમાં દૃઢ નિશ્ચય રાખવાવાળા, મન અને બુદ્ધિ જેને મારામાં લગાવી દીધી છે, એ મારો ભક્ત મને પ્યારો છે.

જેથી લોકોનાં મન, વાણી અને શરીરથી કોઇ પ્રકારનો ક્લેશ થતો નથી તથા એ પ્રકારે લોકોથી જેને ક્લેશ પ્રાપ્ત થતો નથી, અર્થાત્ લોકોથી જેનું ચિત્ત ( મન, વાણી અને શરીરના ઘૃણાયુકત ભાવોથી ) ઉદ્વેગને પ્રાપ્ત નથી થતું, હર્ષ, ઇર્ષ્યા ભય અને વિષાદથી જે અલિપ્ત છે, એ મને પ્રિય છે.

બીજાઓપર નિર્ભર ન રહેનારા, અંદર અને બહાર પવિત્રતા રાખનારા, સ્વકર્તવ્યમાં કુશળ, ફળના વિષયમાં ઉદાસીન, કોઇ પ્રકારના વિચારથી વ્યથિત ન થનારા તથા જેણે એવા [illegible] ત્યાગી

દીધા છે, કે જેથી પોતાના વાસ્તવિક કર્તવ્ય, અર્થાત્ આત્મોન્નતિમાં વિઘ્ન પહોંચે, એ મારો ભકત મને પ્યારો છે.

જે હર્ષના અવસરોએ અત્યંત આહ્લાદિત નથી થતા અને આપત્તિમાં અત્યંત ઉદ્વિગ્ન નથી થતા, શોકના અવસરોએ શોક નથી કરતા અને પદાર્થોની પ્રાપ્તિની ઉત્કટ ઇચ્છા નથી રાખતા અને જેણે કર્મનાં શુભ અને અશુભ ફલ મનથી ત્યાગી દીધાં છે, એ ભકિતમાન પુરૂષ મને પ્રિય છે.

શત્રુ, મિત્ર, માન, અપમાન, શિત, ઉષ્ણ, સુખ, દુઃખમાં જેનું અંતઃકરણ વિકારયુકત ન થતાં સમાન રહે છે તથા જેની કોઇમાં પણ આસકિત નહિ, જેને નિન્દા અને સ્તુતિ બન્ને બરાબર છે, મિતભાષી, અર્થાત્ જે નિષ્પ્રયોજન વચ્ચાં નથી મારતો અને જેવી પોતાની પરિસ્થીતી હોય એમાં સંતુષ્ટ રહેનાર, કોઇ વિશેષ સ્થાનમાં જેને આસકિત નહિ તથા જેનું ચિત્ત સ્થિર છે, એ ભકિતમાન પુરૂષ મને પ્યારો છે. એ રીતના અમૃતતુલ્ય ધર્મની અનુસાર જે શ્રદ્ધાયુક્ત આચરણ કરે છે, એવા મારા પરાયણ ભકત મને અત્યંત પ્રિય છે.

ઉપાસના આ પ્રકારની હોવી જોઇએ. એથી વિપરિત વ્યવહાર કરતાં કેવલ દેખાવનાં પૂજન, પાઠ, જપ, તપ, તીર્થ, વ્રત, અનુષ્ઠાનાદિ—જેમાં સ્વયં સ્વ-શરીર, કુટુંબ તથા અન્યલોકોને શારીરિક તથા માનસિક પીડા હોય, અત્યંત પ્રયાસ હોય, ચિત્તની એકાગ્રતા ન રહે તથા કોઇ પ્રાણીની હાનિ, તિરસ્કાર અથવા અપમાન થતું હોય—એવી ઉપાસના દાંભિક અને આસુરી ભાવની થાય છે.

**अशास्त्रविहितं घोरं तप्यन्ते ये तपो जनाः ।**
**दम्भाहंकार संयुक्ताः कामरागबलान्विताः ॥**

**—गी० अ० १७-५**

कर्षयन्तः शरीरस्थं भूतग्राममचेतसः ।
मां चैवान्तः शरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥

—गी० अ० १७-६

અર્થ—જે લોકો દંભી અને અહંકારયુક્ત બની, કામ અને આસક્તિથી હોઈને, શાસ્ત્રવિરુદ્ધ ઘોર તપ કરે છે, જે શરીરના પંચ મહાભૂતોના સમુહને તથા શરીરની અંદર રહેનારા મને પણ કષ્ટ દે છે, એને અવિવેકી અને આસુરી બુદ્ધિના જાણ !

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥

—गी० अ० १७-१९

અર્થ—મૂઢતાના આગ્રહથી સ્વયં કષ્ટ ઉઠાવીને અથવા બીજાઓને સતાવવાના હેતુ (જારણ–મારણ આદિ કર્મોદ્વારા) થી કરેલું તપ તામસ કહેવાય છે.

સાંસારિક ફલોની આશાથી કરેલી ઉપાસના પણ સાત્વિકી નથી હોતી, કિન્તુ રાજસી હોય છે. એ ન કરવી જોઈએ.

कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यन्तेऽन्य देवताः ।
तं तं नियम मास्थाय प्रकृत्या नियताः स्वया ॥

—गी० अ० ७-२०

अन्तवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।
देवान् देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि ॥

—गी० अ० ७-२३

અર્થ—પોત-પોતાની પ્રકૃતિના નિયમાનુસાર ભિન્ન ભિન્ન ( સ્વર્ગ આદિ લોકોની ) કામનાસાધનથી પામેલા બનેલા લોકો ભિન્ન ઉપાસનાના નિયમોનું પાલન કરીને જુદા જુદા દેવતાઓને [illegible] છે. પરંતુ એ અલ્પ બુદ્ધિમાન લોકોને મળતારૂં ફલ નાશવાન હોય છે. દેવતાઓને ભજનારા એની પાસે જાય છે અને મારો ભક્ત મને પ્રાપ્ત થાય છે.

अभिसन्धाय तु फलं दम्भार्थमपि चैवयत् ।
इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥

—गी० अ० १७-१२

અર્થ—હે ભરતશ્રેષ્ઠ ! જે ફલની ઈચ્છાથી યા દંભના હેતુ પૂર્વક અર્થાત્ લોકદેખાવનો યજ્ઞ કરવામાં આવે છે એ રાજસીયજ્ઞ જાણ ! ઉપાસના કરવા માટે ત્રણ પ્રકારની શ્રદ્ધા હોય છે.

यजन्ते सात्विका देवान् यक्षरक्षांसि राजसा : ।
प्रेतान् भूतगणांश्चान्ये यजन्ते तामसा जनाः ॥

—गी० अ० १७-४

અર્થ—સત્વગુણી લોકો ( અન્તઃકરણની શુદ્ધિને માટે ) દેવો અર્થાત્ જેનામાં દૈવી સંપત્તિ પૂર્ણરૂપથી વિદ્યમાન હોય, એનું ભજન પૂજન સાત્વિક ભાવથી કરે છે. રજોગુણી લોકો સાંસારિક સુખની પ્રાપ્તિને માટે રાજસભાવથી તથા રજોગુણી સામગ્રીઓ દ્વારા યક્ષ, રાક્ષસો અર્થાત્ જેમાં રાક્ષસી આસુરી સંપત્તિ ભરી હોય એનું ભજન-પૂજન કરે છે અને તમોગુણી લોક શોક, મોહ, લોભ અને ભયને વશ બનીને અથવા લોકોને હાની અથવા કષ્ટ પહોંચાડવા માટે

મલિન તથા જીવોની હિંસા દ્વારા ભરેલાં તથા મૌતિક જડ પદાર્થોનાં આરાધન-પૂજન કરે છે.

પોત-પોતાના ઇષ્ટદેવમાં પુર્ણતઃ શ્રદ્ધા રાખતાં, બીજાઓનાં ઇષ્ટની નિન્દા યા અનાદર ન કરવો જોઇએ. સર્વના દેવોમાં પોતાના ઇષ્ટ-દેવને વ્યાપક જોવા જોઈએ; કારણુ કે સકળ ચરાચર સૃષ્ટિમાં એકજ પરમાત્મા ઓત-પ્રોત સ્થિત છે.

मत्तः परतरं नान्यत् किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्र मणिगणा इव ॥

—गी० अ० ७-७

અર્થ—હે ધનંજય ! મારાથી દૂર કાંઈપણુ નથી. આ સર્વ સંસાર દોરામાં પરોવેલા મણિઓની પેઠે મારામાં ગુંથેલો છે.

येऽप्यन्यदेवता भक्ता यजन्ते श्रद्धयान्विताः ।
तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् ॥

—गी० अ० ६-२३

અર્થ—હે કૌન્તેય ! અન્ય દેવતાઓનું શ્રદ્ધાયુક્ત પૂજન કરનારા પણ મારૂંજ પૂજન કરે છે. પરન્તુ એ પૂજન વિધિહીન હોય છે.

अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानन्ति तत्वेनातश्च्यवन्ति ते ।

—गी० अ० ९-२४

અર્થ—કારણકે સર્વ યજ્ઞોનો ભોકતા અને સ્વામી હું જ છું. કિન્તુ એ તત્વતઃ મને નથી જાણતા, એટલે એ પડયા કરે છે.

ઉપાસના એકાગ્ર ચિત્તથી કરવી જોઇએ. મનમાં કિશે બોલતા રહેવું અને ઉપરથી ઉપાસનામાં કલાકો પૂરા કરવાનો દેખાવ કરવો એ દંભ છે.

માતા–પિતા અથવા એના અભાવમાં જે એના સ્થાનમાં મોટો હોય, ઘરમાં પૂજ્ય હોય, એનો ચરણ–સ્પર્શ તથા નમસ્કાર ભક્તિપુર્વક કરવો, એને પ્રત્યક્ષ દેવ, તીર્થરૂપ સમજવો અને સમસ્ત વ્યવહારમાં એનો પુર્ણતઃ આદર સત્કાર કરવો જોઇએ.

ભોજનના વખતે જે અતિથિ ( શાસ્ત્રોમાં વર્ણિત લક્ષણો વાળા ) આવી ચડે તો એને શ્રદ્ધા પુર્વક પોતાની યોગ્યતાનુંસાર ભોજન અવશ્ય કરાવવું. પરન્તુ દુષ્ટ, દુરાચારી લોકો પાખંડ કરીને અતિથિનો સ્વાંગ સજીને આવે તો એને અતિથિ ન સમજવો જોઇએ.

## આજીવિકાનો વ્યવસાય

પોત–પોતાના વર્ણાનુસાર અથવા જે વ્યવસાય સ્વીકાર કરી લીધો હોય, એને કર્તવ્ય સમજીને સત્યતાની સાથે સારી રીતે યુક્તિ અને શક્તિપુર્વક ઉત્સાહસહિત કરવો જોઇએ. આ સંસારના ખેલમાં જો બ્રાહ્મણ શરીરનો પાઠ પોતાને મળ્યો હોય તો બ્રાહ્મણ કર્તવ્યનું સારી રીતે પાલન કરવું જોઇએ.

शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ।

—गी० अ० १८–४२

**અર્થ**—મનનો સંયમ, ઇન્દ્રિયોનો નિગ્રહ, આંતર બાહ્યની પવિત્રતા, તપ ( ગી. અ. ૧૭ શ્લો. ૧૪—૧૭. માં વર્ણવેલું ) શાંતિ અને સરળતાની સાથે જ્ઞાન ( પરમાત્માનું જ્ઞાન ) વિજ્ઞાન ( સાંસારિક પદાર્થોનું જ્ઞાન ) દ્વારા આસ્તિકબુદ્ધિથી ( સંસારના ) કાર્ય ( લોકસેવા ) કરીને એ દ્વારાં આજીવિકા કરવી, એ બ્રાહ્મણનું કર્ત્તવ્ય છે.

જો ક્ષત્રિયનો પાઠ હોય તો—

**शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।**
**दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥**

**—गी० अ० १८-४३**

**અર્થ**—શુરવીરતા, તેજ, ધૈર્ય, નીતિ, કુશલતા, યુદ્ધમાં પાછા ન હટવું, દાનવીરતા તથા ઇશ્વરભાવ અર્થાત, ઇશ્વર તરફ પ્રેમ, ન્યાય, દંડ અને દયાપુર્વક પ્રજાપાલન દ્વારા સાંસારિક વ્યવહાર ( લોકસેવા ) કરીને આજીવિકા કરવી, એ ક્ષત્રિયનું કર્ત્તવ્ય છે.

જો વૈશ્યનો પાઠ હોય તો –

**कृषिगोरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।**

**અર્થ**—ખેતી, ગાય આદિ પશુપાલન અને વાણિજ્ય ( વ્યાપાર ) દ્વારા સાંસારિક વ્યવહાર ( લોકસેવા ) કરીને આજીવિકા કરવી એ વૈશ્યનું કર્તવ્ય છે.

જો શુદ્રનો પાઠ હોય તો—

परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥

**અર્થ**—સેવા કરવી અર્થાત્ શિલ્પ અને નોકરી આદિ દ્વારા સંસારના વ્યવહાર ( લોકસેવા ) કરીને આજીવિકા કરવી એ શુદ્રનું કર્તવ્ય છે.

વ્યવસાય લૌકિક દૃષ્ટિથી ઉંચ હોય યા નીચ, પણ એમાં અભિમાન યા ગ્લાનિ ન કરવી, કારણ કે સંસારના વ્યવહારને માટે નાના-મોટા, ઉંચ નીચ, સર્વ વ્યવસાય એક સમાન આવશ્યક અને અનિવાર્ય છે. એટલે જે વ્યવસાય પોતાના હિસ્સામાં આવ્યો હોય એને શ્રેષ્ઠ સમજીને, સારી રીતે પ્રસન્નતા પૂર્વક કરવો જોઇએ. સાથે સાથે બીજાઓના વ્યવસાયની ઘૃણા ન કરવી જોઇએ.

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥**

—गी० अ० १८-४७

**सहजं कर्म कौन्तेय सदोषमपि न त्यजेत् ।**
**सर्वारम्भा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥**

—गी० अ० १८-४८

**અર્થ**—સારી રીતે પાલન કરવામાં આવેલા પર ધર્મની અપેક્ષા સ્વધર્મ અર્થાત્ ચતુર્વર્ણવિહિત કર્મ વિગુણ અથવા સદોષ હોવા છતાં પણ અધિક કલ્યાણકારક છે. સ્વભાવસિદ્ધ અર્થાત્ ગુણ-સ્વભાવાનુસાર નિર્મિત કરેલી ચતુર્વર્ણ વ્યવસ્થા દ્વારા નિયત કરવામાં આવેલાં પોતાનાં કર્મો કરવામાં કોઈ પાપ લાગતું નથી. હે કૌન્તેય ! જે કર્મ સહજ છે અર્થાત્ ગુણ, કર્મ, વિભાગાનુસાર નિયત થઈ ગયાં છે, એ સદોષ હોય તો પણ એને ( ક્યારેય ) ન છોડવાં જોઇએ.

કારણ કે સંપૂર્ણ આરંભ અર્થાત્ ઉદ્યોગ ( કોઇને કોઇ ) દોષથી વ્યાપ્ત રહે છે, જેમ કે, ધુમાડાથી આગ ઘેરાયલી રહે છે.

પ્રત્યેક વ્યવસાય સચ્ચાઇની સાથે છલ-કપટ રહિત બનીને કરવો જોઇએ. તથા જે પોતાનો હક્ક હોય એને લેવો, બીજાઓના હક જો ભૂલથી પણ આવી જાય તો ન લેવો, કિન્તુ હકદારને તે પાછો દઇ દેવો જોઇએ.

વર્તમાન સમયમાં લૌકિક વ્યવહારનો વ્યાપાર એક પ્રધાન અને મહત્વપૂર્ણ અંગ છે. કારણ કે સંસારની આવશ્યકતાઓ એટલી વધી ગઇ છે કે વ્યાપાર સિવાય લૌકિક વ્યવહાર ચાલી શકતો નથી. અને પ્રાયઃ પ્રત્યેક વ્યવસાયની અંદર વ્યાપાર કોઇને કોઇ રૂપમાં ઘુસી જ ગયો છે. એટલે એ ગુરૂતર ઉત્તરદાયિત્વનું કર્મ છે. વ્યાપાર કરનારાઓએ પોતાનો વ્યવહાર અત્યંત શ્રેષ્ઠ રાખવો જોઇએ. જુગાર, સટ્ટા આદિ અનુત્પાદક અર્થાત્ જેનાથી સમાજની કોઇ પ્રકારની સેવા નથી થતી, એવા, વિના પરિશ્રમે ધન કમાવાની લાલસાવાળા વ્યવસાય-વ્યાપાર ન કરવા. જે વ્યાપારથી સમાજની કોઇ આવશ્યકતા કોઇને કોઇ પ્રકારે પુરી થતી હોય એવું કાર્ય કરવું જોઇએ. યથાશક્તિ બીજાની પૂંજીપર વ્યાપાર ન કરવાનું ધ્યાનમાં રાખવું જોઇએ. પરન્તુ જો આવશ્યકતાવશ બીજા પાસેથી પુંજી લેવી પડે તો એને વ્યાજસહિત કૃતજ્ઞતાપૂર્વક પાછી દેવા માટે સદા ચિન્તિત તથા તૈયાર રહેવું જોઇએ. બીજાના કરજ માટે બેફિકર થવાનો સંકલ્પ ચિત્તમાં કયારેય ન થવો જોઇએ.

જે ચીજનો વ્યાપાર કરવામાં આવે, એનાં માપ-તોલ તથા ભાવાદિમાં પુરૂં દેવું, કોઇની આતુરતા અને નિર્બલતાનો લાભ ન

ઉડાવવો અને પોતાની શક્તિનો દુરૂપયોગ કરીને બીજાને હાનિ પહોંચાડવાનું કામ ન કરવું જોઇએ. જેવી રીતે કોઈ [illegible] ભંગ કરવાથી લોકોને હાનિ પહોંચે છે એ આદિ.

વ્યાપાર કરતી વખતે સર્વાત્મભાવ ન ભૂલવો જોઇએ. ચિત્તમાં એ ભાવ સદૈવ રાખવો જોઇએ કે ખરીદનાર, વેચનાર, દલાલ, મજુર આદિ સર્વમાં એક જ પરમાત્મા વ્યાપક છે. સર્વને પોત–પોતાની યોગ્યતાનુસાર એના પરિશ્રમનો હક મળવો જરૂરી છે. બીજાનો હક છીનવીને અથવા બીજાને હાનિ પહોંચાડીને સ્વયં અનુચિત લાભ ઉડાવવાથી સમષ્ટિરૂપ પરમાત્મા કયારેય પ્રસન્ન થતા નથી.

વ્યાપારદ્વારા લોકોના [illegible] [illegible] ચિત્તમાં રાખવો જોઇએ અને એને શક્તિ–યુક્તિ અને સદ્વ્યવહારપૂર્વક સારી રીતે કરવાથી જે લાભ પ્રાપ્ત થાય એને પોતાનો હક સમજીને એમાં સંતુષ્ટ રહેવું જોઇએ.

જો, કોઇ કારિગરીનો તથા કોઇ અન્ય પ્રકારનો ઠરાવ કરતા હો, તો એમાં પણ સત્યતાનો વર્તાવ રાખવો આવશ્યક છે, જે કામને જે સમયે પુરું કરી દેવાની જવાબદારી ઉઠાવી હોય એને ઠરાવ પ્રમાણે સારી રીતે પુરું કરવું જોઇએ, પણ ત્રુટી ન રાખવી જોઇએ. જો નોકરી કરો તો માલિકનું જે કામ પોતાને શિર હોય એને સ્વયં પોતાનું સમજીને સારી રીતે સંપાદન કરવું એ પોતાનું પરમ કર્તવ્ય સમજવું જોઇએ. એમાં આલસ્ય, ઉદાસિનતા, પ્રમાદ યા ઉપેક્ષા કયારેય ન કરવી જોઇએ. જે ચિજ પોતાની જવાબદારીમા યા તાબામાં સુપ્રત હોય એને પુરી

સાવધાનીથી રાખવી, ક્યારે ય ગફલત ન કરવી, માલિકની કોઈ વસ્તુ એની આજ્ઞા સિવાય સ્વયં પોતાના કામમાં ન લેવી, જે કામનું વેતન લેવામાં આવે એને પુરૂં કરવાનું સદા ધ્યાનમાં રાખવું જોઇએ.

પ્રત્યેક વ્યવસાયમાં કામને વખતે ગપ્પાં, ખેલ, પ્રમાદ આદિ વ્યર્થ કાર્યોમાં અથવા નિદ્રિત બનીને થોડો પણ સમય નિરર્થક ગુમાવવો ન જોઇએ અને એને સમજીને સદા એનો સદુપયોગ કરવો જોઇએ.

अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः ।
विषादी दीर्घसूत्री च कर्त्ता तामस उच्यते ॥

—गी० अ० १८-२८

અર્થ—અયુક્ત અર્થાત્ મન લગાડીને અથવા ચિવટથી કામ ન કરનાર, અસભ્ય, ગર્વોન્મત, ઠગાઇ કરનાર, બીજાને નુકશાન પહોંચાડનાર, આળસુ, અપ્રસન્નચિત્ત, દીર્ઘસૂત્રી અર્થાત્ થોડા વખતનાં કામ માટે ઘણો સમય લગાડનાર તામસી કર્ત્તા કહેવાય છે.

આજીવિકાના નિમિત્તે જે કામ કરવામાં આવે એમાં લાભ ભલે ઓછો હોય યા અધિક હોય પણ ક્યારેય હર્ષ અથવા શોક ન કરવો જોઇએ; કારણ કે કર્મ કરવું એ મનુષ્યના અધિકારમાં છે અને એનું ફળ એના અધિકારમાં નથી.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥

—गी० अ० २-४७

અર્થ—તારો અધિકાર કર્મ કરવા માત્ર જ છે, ફલ ક્યારેય પણ તારા અધિકારમાં નથી. એ માટે ફલની આશા રાખીને કર્મ ન કરવું અને હારીને કર્મ ન કરવાનો આગ્રહ પણ ન કરવો.

જો કામ કરવામાં પોતાની કોઇ પ્રકારની ભૂલ અથવા ત્રુટિ હોય તો એનો વિચાર તથા અનુસંધાન અવશ્ય કરતા રહેવું જોઇએ અને એ કામની ઉન્નતિને માટે પુર્ણતઃ ઉત્સાહની સાથે ઉદ્યોગ કરતા રહેવું જોઇએ.

मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते ॥

—गी० अ० १८–२६

અર્થ—સંગ અર્થાત્ ફળાશામાં જે આસક્તિ નથી રાખતા, અને 'હું' અને 'મારૂં' એ અહંકાર નથી રાખતો, કાર્ય સિદ્ધ થાય યા ન થાય, બન્ને પરિણામના વખતે મનથી વિકારરહિત બનીને ધૈર્ય અને ઉત્સાહની સાથે કર્મ કરે છે એને સાત્વિક કર્ત્તા કહે છે.

જો યુક્તિ અને શક્તિથી સારી રીતે ઉદ્યોગ કરવાથી પણ એ કામમાં સફલતા ન મળે અર્થાત્ એ કામ લાભદાયક ન હોય તો સમજી લેવું જોઇએ કે, મારામાં એ કામની યોગ્યતા નથી. આજીવિકાના નિમિત્તે પોતાની યોગ્યતાનુસાર બીજો વ્યવસાય અંગીકાર કરી લેવો જોઇએ.

જો શક્તિ અને યુક્તિથી પુરી રીતે કામ કરવા છતાં એમાં પણ સફલતા ન મળે તો એ સમજીને સંતોષ કરી લેવો જોઇએ કે,

અશ્ય અર્થાત પોતાનાં પૂર્વ કર્મ આ રીતનાં છે. પોતાની આવશ્યકતાઓને અત્યંત ઓછી કરીને બિલકુલ સાદું જીવન સ્વીકારીને એમાં પ્રસન્ન રહેવું જોઇએ અને એ સમજવું જોઇએ કે, સંસારના રજોગુણી ભોગને ન દઇને ઇશ્વરે અત્યંત કૃપા કરી છે. એથી ચિત્તને સાત્વિક વૃત્તિમાં પ્રવૃત્ત થવાની સહાયતા મળશે. પદાર્થોની અધિકતામાં ઇશ્વર યાદ નથી આવતા અને સન્માર્ગમાં પણ ચિત્ત નથી લાગતું. એ રીતનો ભાવ રહેવાથી સાત્વિકી વૃત્તિવાળાઓની સર્વ આવશ્યકતાઓ ઇશ્વર સ્વયં પુરી કરે છે.

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

—गी० अ० ९–२२

અર્થ—જે પુરૂષ અનન્ય ભાવથી મારૂં ચિંતન કરે છે, મને જે ભજે છે, એ નિત્ય સમત્વ યોગથી યુકત પુરૂષોનો યોગ (અપ્રાપ્ત પદાર્થોની પ્રાપ્તિ) ક્ષેમ (પ્રાપ્ત પદાર્થોની રક્ષા) હું કર્યા કરૂં છું.

જો કોઇ પુરૂષ પોતાની આજીવિકામાં વિઘ્ન ઉત્પન્ન કરે તો એ વિઘ્ન નિવારણનો ઉદ્યોગ તો અવશ્ય કરવો, પરન્તુ એ બાધક મનુષ્યથી વ્યક્તિગત દ્વૈષભાવ ચિત્તમાં ન ઉત્પન્ન કરવો જોઇએ. કારણ કે સર્વમાં એક જ ઇશ્વર વ્યાપક હોવાથી એ નિશ્ચય કરવો જોઇએ કે મારાજ કોઇ દોષથી ઇશ્વર એ કામમાં વિઘ્ન ઉપસ્થિત કરે છે. એ વિઘ્ન ઉપસ્થિત થતાં, એના નિવારણ અર્થે પોતાનું કામ અધિક દ્રઢતા અને ઉત્સાહથી કરવું જોઇએ. કિન્તુ એ વિઘ્ન પહોંચાડનારાને બદલો દેવાને માટે વ્યક્તિગત હાનિ પહોંચાડવાનો

ઉદ્યોગ ન કરવો જોઈએ. કારણકે એમ કરવાથી પોતાની જ હાનિ થાય છે. જો બની શકે તો બાધકની દુષ્ટ પ્રકૃતિ છોડાવવાનો પ્રયત્ન દ્વેષભાવને છોડીને એની ભલાઈને માટે કરવો જોઈએ.

## આપ્ત-પદાર્થોનો ઉપયોગ

### દાન

પોતાની આવકનો ઓછામાં ઓછો દશમો ભાગ પુણ્ય અર્થાત્ લોકોપયોગી કાર્યોમાં અવશ્ય વાપરવો જોઈએ. જો પોતાની આમદાનીની માત્રા અત્યંત અલ્પ હોય તો એ સંકોચ ન કરવો જોઈએ કે એમાંથી શું અપાય? કિન્તુ જેટલી આવક હોય એનો દશમો ભાગ દઈ દેવો જોઈએ. કારણ કે દાનની યોગ્યતા એની માત્રાપર સમજાતી નથી, પણ દાન દેનારના ભાવપરજ સમજાય છે. અધિક સામર્થ્યવાનને અધિક દાનની જેટલી યોગ્યતા છે, એટલી જ ઓછા સામર્થ્યવાનને ઓછી માત્રાના દાનની યોગ્યતા હોય છે. સમાજને માટે બન્નેનો એક જ ઉપયોગ થાય છે. જેની પાસે દ્રવ્યાદિક પદાર્થ ન હોય, વિદ્યાબલ, બુદ્ધિ આદિ ગુણ હોય, એ પોતાના એ ગુણોનું દાન કરી શકે છે. જેવી રીતે વિદ્વાન અધ્યાપનદ્વારા પોતાની વિદ્યાનો લાભ પહોંચાડી શકે છે, એ રીતે બલવાન પોતાના બલદ્વારા નિર્બલોને ભયથી બચાવી શકે છે. બુદ્ધિમાન પોતાની સદ્બુદ્ધિની સમ્મતિદ્વારા લાભ પહોંચાડી શકે છે અને જ્ઞાની-પુરુષ જ્ઞાનોપદેશદ્વારા લોકોને કૃતાર્થ કરીને સંસારને ભયથી મુક્ત કરી શકે છે. અભયદાનનો મહિમા સર્વ દાનોથી અધિક છે.

દાન સર્વદા સાત્વિકી હોવાં જોઈએ.

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकम् स्मृतम् ॥

—ગી૦ અ૦ ૧૭-૨૦

અર્થ—દાન દેવું એ પોતાનું કર્તવ્ય છે, એવો ભાવ મનમાં રાખીને પ્રત્યુપકારની ઇચ્છા ન રાખતાં, અર્થાત્ એ દાનના બદલામાં કોઇ કાર્ય કરાવવાની. કોઇ પ્રયોજનની સિદ્ધ, માન, કીર્ત્તિ, અથવા આ-લોકના યા પરલોકના કોઈ ફલની ઇચ્છા ન રાખતાં, દેશ, કાલ અને પાત્રને જોઇને દાન દેવું એ સાત્વિક દાન કહેવાય છે.

દેશ, કાલ અને પાત્રની મતલબ, જે દેશમાં, જે કાલમાં, અને જે વ્યક્તિને જે પદાર્થની અત્યંત આવશ્યકતા હોય અથવા જેથી એનું કષ્ટ દુર થઇને વાસ્તવિક ભલું થતું હોય યા જે પાત્રને દાન દેવાથી એ એનો સદુપયોગ કરીને પોતાનું તથા બીજાઓનું કલ્યાણ કરવાની યોગ્યતા રાખતા હોય, એ પ્રકારનું દાન કરવું જોઇએ. રજોગુણી પુરૂષોના વિષયભોગની પૂર્ત્તિને માટે રજોગુણી પદાર્થોનું દાન દઇને એની વિષયવાસનાઓને ઉત્તેજના દેવી, એ દાનનો દુરૂપયોગ છે. એથી ધન, સમય અને પુરૂષાર્થની હાનિ ઉપરાંત લોકોનું પણ અનિષ્ટ થાય છે અને આત્મિક ઉન્નતિમાં વિઘ્ન પહોંચે છે, કારણ કે કુપાત્રોના દાનથી દુરાચાર અને દુર્ગુણોની વૃદ્ધિ થાય છે અને એ લોક જનતાને પીડા દે છે, એ માટે એને દાન દેનારની તથા સમાજ સર્વની હાનિ થાય છે.

દાન દેવામાં "હું દઉં છું" એવો ભાવ નહિ રાખવો જોઇએ અને જેને દાન દેવામાં આવે એની અવજ્ઞા—અપમાન પણ ન કરવો જોઇએ, કિન્તુ દાન શ્રદ્ધા અને નમ્ર ભાવથી દેવું જોઇએ.

દાનથી બે રીતના લાભ છે. એક તો સાંસારિક પદાર્થોનો ત્યાગ કરવાથી એમાં મમતા નથી રહેતી. બીજું, લોકોની ક્ષુધા, તૃષાદિ શારીરિક વેગો શાન્ત ન હોવાથી, ત્રિવિધ તાપથી પિડિત રહેવાથી, તથા અજ્ઞાનતાને વશ માનસિક અયોગ્યતા રહેવાથી એ આત્મિક ઉન્નતિ કરી શકતા નથી. એ માટે એ ત્રુટિઓને દૂર કરવા માટે દાન કરવું એ સર્વનું કર્ત્તવ્ય છે.

આવકનો દશમાંશ, ઉપરોક્ત રીતિથી દાનમાં દીધા પછી, જે બચે એમાંથી પોતાના શરીરનું, કુટુંબનું તથા શરીરના અન્ય સંબંધીઓનું તથા જે પોતાને શિરે આવ્યા હોય એનું ભરણપોષણ આદિ કરવામાં ખર્ચ કરવું જોઇએ. પરંતુ એને પણ સદા સાત્વિકી જીવન વ્યતિત કરવામાં પ્રવૃત્ત કરવાનો ઉદ્યોગ કરવો જોઇએ. ફાજલ ખર્ચ, અમીરી, વ્યસનો તથા દેખાવમાત્રના કામોમાં ખર્ચ કરવાને માટે પોતાની તથા પોતાની ઉપર નિર્ભર રહેવાવાળાની પ્રવૃત્તિ યથાશક્તિ ન થવા દેવી જોઇએ. કારણ કે ફાજલ ખર્ચ કરવાનો કોઇને પણ હક નથી. એક તરફ તો લોકોની આવશ્યકતાઓ પણ પુરી ન હોય અને બીજી તરફ અમીરીમાં ફાજલ ખર્ચ કરવામાં આવે, એ બીજાનો હક મારવા બરાબર છે અને તે માટે એ પાપ છે.

સાધારણ આવકવાળા લોકોએ કાંઇને કાંઇ બચાવવાનો પ્રયત્ન અવશ્ય કરવો જોઇએ, કે જે સમયપર કામ આવે અને પુંજી જામી જતાં વ્યાપાર કરવામાં સહાયતા મળે. જેની આવક સારી હોય, એણે પણ બચત કરીને પુંજી વધારતા રહેવું જોઇએ. સારાંશ એ કે એકત્રિત થયેલી પુંજીનો પણ સદ્‌પયોગ થવો જોઇએ. એ એકત્રિત થયેલી પુંજીથી ઉદ્યોગ, ધંધો, વ્યાપાર આદિ કરીને સાધારણ

લોકોને એમાં લગાડવાનો પ્રયત્ન કરતા રહેવું જોઇએ. ઇશ્વર જે ધન દે છે એ સદુપયોગને માટે દે છે, દુરૂપયોગને માટે યા લોભ કરવા-ખજાનામાં ભરી રાખવાને માટે—નથી દેતા. જે લોક ધનનો સદુપયોગ ન કરતાં અપવ્યય કરે છે, અથવા એને નિરર્થક સાચવીને જમા કરવા માટે વધાર્યે જાય છે એ ફરી ધન મેળવવાનો અધિકાર ખોઇ બેસે છે, કારણ કે ઇશ્વરના ઘરમાં ઇન્સાફ છે.

શરીરથી કરવામાં આવતા અન્ય સર્વ વ્યવહાર પણ સાત્વિક હોવા જોઇએ.

### સાત્વિક કર્મ

**नियतं सङ्गरहितमरागद्वेषतः कृतम् ।**
**अफलप्रेप्सुना कर्म यतत्सात्विकमुच्यते ॥**

—गी० अ० १८-२३

**અર્થ**—પોતાના વર્ણાશ્રમ મુજબ નિયત કરેલાં અથવા સ્વયં સ્વીકાર કરેલાં, શરીર સંબંધી પ્રત્યેક કર્મ 'હું કરૂં છું' યા 'મારા જ કરવાથી થાય છે' એ પ્રકારના અહંકાર વિના તથા રાગ દ્વેષ અર્થાત્ ઉંચા દરજ્જાના કામમાં અત્યંત પ્રીતિ અને નીચા દરજ્જાના કામમા ઘૃણાનો ભાવ છોડી દઇને ફલની આસક્તિ અર્થાત્ કર્મનું મુલ્ય પ્રાપ્ત કરવાના જ ભાવથી, અથવા કોઇ પ્રકારની વિશેષ સ્વાર્થ-સિદ્ધિને માટે જ ન કરતાં, પોતાનું કર્ત્તવ્ય સમજીને કરવું જોઇએ.

જે કામનો ઉપરોક્ત રીતિથી કર્ત્તવ્ય સમજીને સ્વીકાર કર્યો હોય, ચાહે એ કામ આજીવિકાનું હોય યા અવૈતનિક, પણ એને દૃઢ ધારણા અને ઉત્સાહની સાથે કરવું જોઇએ.

### શારીરં તપ

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥

—ગી૦ અ૦ ૧૭-૧૪

**અર્થ**—દેવતા, બ્રાહ્મણ, ગુરૂ તથા બુદ્ધિમાન પુરૂષોનું પૂજન, પવિત્રતા, સરલતા, બ્રહ્મચર્ય અને અહિંસા એ શરીરનું તપ કહેવાય છે.

દેવ-પૂજન-માતા-પિતા અને જેમાં દૈવી સંપત્તિનો ગુણ તથા સાત્વિક વૃત્તિની વિશેષતા હોય એ પુરૂષ અને સ્ત્રીને માટે પતિ-એ પ્રત્યક્ષ દેવ છે—એનો યથાયોગ્ય સત્કાર કરવો તથા સેવા-સુશ્રૂષા આદિથી પૂજન કરીને પ્રસન્ન રાખવા; તથા બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ગણેશ, સૂર્ય, દેવી આદિ પરોક્ષ દેવતા, જેમાં પોતાની શ્રદ્ધા હોય, એનું સાત્વિક ભાવથી પૂજન-અર્ચન કરવું જોઇએ.

**બ્રાહ્મણ-પૂજન**—ગીતામાં વર્ણવેલા પોતાના કર્ત્તવ્ય મુજબ વ્યવહાર કરનારા બ્રાહ્મણોનો આદર-સત્કાર કરવો તથા સેવા-સુશ્રુષાથી એને પ્રસન્ન કરવા જોઇએ.

**ગુરૂ તથા પ્રાજ્ઞ-પૂજન**—સત્ય જ્ઞાનના દેનારા ગુરૂ અને બુદ્ધિમાન્ પુરૂષોનો આદર-સત્કાર કરવો તથા સેવા-સુશ્રુષા આદિથી એને પ્રસન્ન કરવા જોઇએ.

**શૌચ**—શરીરને સ્નાન, મજ્જન, સ્વચ્છ વસ્ત્રાદિથી શુદ્ધ રાખવું તથા ઇન્દ્રિયોનો વ્યવહાર શુદ્ધ રાખવો અર્થાત્ આંખોથી એવું દૃશ્ય ન જોવું કે જેથી મનના ભાવ દુષિત બનીને ખરાબ કર્મો તરફ પ્રવૃત્તિ થાય. કાનોથી એવા શબ્દ ન સાંભળવા, જીભ્હાથી એવા પદાર્થ નખાવા,

નાસિકાથી એવા પદાર્થ ન સૂંઘવા તથા ત્વચાથી એવી વસ્તુ-ઓનો સ્પર્શ ન કરવો કે જેથી ચિત્તની ચંચળતા વધીને અધોગતિ તરફ ઝુકાવ થાય. એ રીતે ઇન્દ્રિઓના [illegible] પણ સમજી લેવી જોઈએ.

**આર્જવ** (સરલતા)—શરીરમાં વક્રભાવ, ગુમાન તથા અભિમાન ન રાખતાં, સીધો અને સરળતાનો વર્ત્તાવ કરવો અને એવા હાવભાવ અર્થાત્ ચેષ્ટાઓ ન કરવી કે, જેથી બીજાના ચિત્તમાં ઉદ્વેગ ઉત્પન્ન થાય અને પોતાનું અંતઃકરણ પણ મલિન થાય.

**બ્રહ્મચર્ય**—પોતાની સ્ત્રી ઉપરાંત પારકી સ્ત્રીની સાથે અષ્ટ પ્રકારમાંથી કોઇ પણ પ્રકારનો સંગ ન કરવો તથા પોતાની સ્ત્રીની સાથે પણ નિયમાનુસાર જ સંગ કરવો, એ સાચું બ્રહ્મચર્ય છે.

**અહિંસા**—શરીરના કોઈ પણ અંગથી કોઇ પ્રાણીને માનસિક તથા શારીરિક કષ્ટ ન પહોંચાડવું એ અહિંસા છે.

## વાણીનું તપ

**अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।**
**स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥**

**—गी० अ० १७-१५**

**અર્થ**—સ્વયં પોતાને તથા અન્ય લોકોને જે વચનોથી ઉદ્વેગ ઉત્પન્ન ન થાય અર્થાત્ જેમાં અશ્લિલતા, અપમાન, વ્યંગ, વક્રતા, ભય અને ઉપાલંભ આદિનો ભાવ ન હોય, એવાં સત્ય, પ્રિય અને હિતનાં વચન બોલવાં અને પઠન-પાઠન એ વાણિનું તપ છે.

જે વાક્યોમાં સત્યતા, પ્રિયતા તથા હિત ત્રણે ગુણો હોય-એવાં જ

વાક્ય બોલવાનો અભ્યાસ પાડવાનો પ્રયત્ન કરવો જોઇએ. જો કારણ-વશ કોઇ અવસરપર ત્રણે ગુણોવાળાં વચનો બોલવાનો સંભવ ન હોય અથવા ત્રણે ગુણોનો પરસ્પર વિરોધ હોય તો એ સમયે હિતને સર્વથી અધિક મહત્વ દેવું જોઇએ, કારણ કે હિતની વાત જો કોઈ સમય સત્ય યા પ્રિય ન પણ હોય તો એથી કોઈ હાની થઈ શક્તી નથી અને અહિતની વાત જો સત્ય અને પ્રિય હોય તો પણ એથી લાભ થઇ શકતો નથી. એટલે પ્રધાન લક્ષ્ય હિતપર રહેવું જોઇએ. સર્વનાં હિતકર વાક્યો અંતમાં સત્ય અને પ્રિય થઇ જ જાય છે.

એ તપોને શ્રદ્ધાપૂર્વક, કર્ત્તવ્ય સમજીને કરવાં જોઇએ. સત્કાર, માન, પૂજા, કીર્ત્તિ, અર્થપ્રાપ્તિ આદિ સુખોના ફલોની ઇચ્છાથી રહિત બનીને, છલ કપટ છોડી દઇને, સરલ હૃદયથી કરવાં જોઇએ.

એ પ્રકારના વાસ્તવિક તપથી અતિરિક્ત પોતાના શરીરને કષ્ટ દઇને તથા બીજાને હાનિ પહોંચાડવા માટે કોઇ પ્રકારનું તપ યા અનુષ્ઠાન કદાપિ ન કરવાં યા કરાવવાં જોઇએ. એવાં તામસી કર્મ અત્યંત નીચે પાડી દેનાર હોય છે, એ પહેલાં જ કહેવાઇ ગયું છે.

શરીરનાં કર્ત્તવ્યનું સારી રીતે પાલન કરવા માટે સદ્વિદ્યા પ્રાપ્ત કરવાની આવશ્યક્તા રહે છે, જેથી સાત્વિક જ્ઞાન ઉત્પન્ન થાય. એ સદ્વિદ્યા સત્શાસ્ત્રોનાં વાંચનથી અને સત્પુરૂષોના સત્સંગથી પ્રાપ્ત થાય છે. એ માટે જે પુરૂષોને શાસ્ત્રના અધ્યયનની યોગ્યતા હોય તો એનું અધ્યયન તથા સત્સંગ પણ કરે અને જેમાં શાસ્ત્રાધ્યયનની યોગ્યતા ન હોય એ સત્સંગ અવશ્ય કરે. સંગથી મનુષ્ય ઉન્નતિ કરે છે, અને સંગથી જ પડે છે. એ માટે સત્વગુણી પુરૂષોની સંગતિ સદૈવ કરવી જોઇએ અને રજોગુણી-તમોગુણી પુરૂષોની સંગતિથી બચવું જોઇએ।

ઉદ્યોગ કરવો જોઇએ. રજોગુણી-તમોગુણી પુરૂષોના સંગથી બચવું એ સર્વથા કઠિન છે. એ માટે એના સંગમાં આસક્તિ અથવા અત્યંત પ્રીતિ ન રાખવી જોઇએ.

## નૈમિત્તિક વ્યવહાર

કોઈ વિશેષ અવસરે, યા કોઇ વિશેષ ભાવનાથી, કરવામાં આવતા વ્યવહાર, જેવા કે, જન્મ, વિવાહ, માનવૃદ્ધિ, ઇનામાદિ આનંદના અવસરોપર કરવામાં આવતાં કૃત્યો, મૃત્યુ સમયે ધાર્મિક અને સામાજિક કૃત્યો તથા પર્વોત્સવોપર યા વિશેષ પૂણ્ય કીર્તિ અથવા માનને અર્થે કરવામાં આવતાં તીર્થવ્રત તથા અન્ય ધાર્મિક કૃત્ય એ નૈમિત્તિક વ્યવહાર છે.

એ નૈમિત્તિક વ્યવહારોમાંથી એજ વ્યવહાર કરવા જોઇએ, કે જે કરવાની પોતાની શકિત અને યોગ્યતા હોય તથા જેના પ્રતિ પોતાની હાર્દિક શ્રદ્ધા હોય અને જે કરવાથી અન્ય કર્ત્તવ્યોમાં કોઇ પ્રકારની ત્રુટી ન થતી હોય. શક્તિ વિના કે શ્રદ્ધા વિના, કેવલ લોકદેખાવને માટે અથવા લોકની દેખાદેખીથી એમ કરવું એ કેવળ દંભ છે અને એથી આત્મિક ઉન્નતિમાં મોટી હાનિ પહોંચે છે. જે વ્યવહાર પોતાની શક્તિની અનુકુળ શ્રદ્ધાથી કરવામાં આવે એ પણ સત્શાસ્ત્રોની વિધિઅનુકુળ સાત્વિક ભાવથી કરવો જોઇએ. શાસ્ત્રનિષિદ્ધ વિધિથી તથા રજોગુણી-તમોગુણી ભાવથી કદાપિ નૈમિત્તિક વ્યવહાર ન કરવો જોઇએ.

પુત્રજન્મ, પુત્રી-પુત્ર વિવાહ, માનવૃદ્ધિ તથા ઇનામાદિના હર્ષમાં વિહ્વલ થઈ જવું તથા એ હર્ષના આવેશમાં પોતાના સામર્થ્યથી બહાર મોટા-મોટા રજોગુણી ઉત્સવ તથા રજોગુણી-તમોગુણી

લોકોની દેખાદેખી તથા રૂઢિઓને વશવર્તીને કરવામાં સમય, ધન, તથા પરિશ્રમનો અપવ્યય થાય છે અને મનમાં અત્યંત વિક્ષેપ થાય છે. એમાં લાભ કોઇ પણ પ્રકારનો નહિ, કિન્તુ પરિણામ મહા દુઃખજનક અને ભયંકર આવે છે. કારણ કે જે કારણોથી હર્ષ ઉત્પન્ન થાય છે એ અનિત્ય અર્થાત્ નાશવાન્ હોય છે. જ્યારે એ હર્ષોત્પાદક કાર્યોનો વિયોગ થાય છે, ત્યારે એની પ્રાપ્તિ થવાથી જેટલો અધિક હર્ષ મનાયો હોય છે, એટલું જ અધિક તથા એથીપણ કંઇ આગું ઝાઝું દુઃખ એના વિયોગ વખતે થાય છે.

એ રીતે કોઇ આપત્તિ તથા પોતાના યા પોતાના આત્મીયોનાં શરીરમાં રોગાદિક હોવાની ચિન્તામાં ડૂબી જવું ન જોઇએ, તથા વ્યાકુલ બનીને એના નિવારણને માટે મોહમાં ફસાઇને ન કરવા યોગ્ય કાર્ય ન કરવાં જોઇએ, પોતાની શક્તિથી અધિક વ્યય કરીને દિન–રાત એ ફિકરમાં મગ્ન રહીને પોતાનાં સર્વ કર્તવ્યકર્મ ન ભૂલી જવાં જોઇએ. હા; પોતાના સામર્થ્યાનુસાર આપત્તિ ટાળવાનો તથા રોગનિવૃત્તિનો ઉપાય શાન્તિ અને ધૈર્ય પૂર્વક અવશ્ય કરવો જોઇએ. પરન્તુ પોતાનાથી અધિક સામર્થ્યવાનની દેખાદેખી એમાં પણ ન કરવી જોઇએ. કારણ કે, આપત્તિ, રોગ આદિ પણ પોતાના પુર્વ કર્માનુસાર અદૃષ્ટ કારણોથી થાય છે અને એ અદૃષ્ટ કારણોને મોટા અને નાના સૌ વશ રહે છે.

કોઇ આત્મીયના મૃત્યુપર શોક કરીને ચિત્તને દુઃખિત ન કરવું જોઇએ. કારણ કે મૃત્યુ અનિવાર્ય છે. જેટલી જેની આયુષ્ય હોય છે એટલી જ ભોગવી શકાય છે. લાંબી મુદ્દત સુધી શોક રાખવાના રિવાજથી સર્વને દુઃખ થાય છે. એથી ન તો મરનારને,

ન શોક કરનારને અને ન અન્ય કોઇને કાંઈ લાભ થાય છે. શોકથી તો આત્મિક અવનતિ થાય છે.

મૃતકના પછી ભોજનાદિક પ્રેત-ક્રિયાઓનું જે રીતે શાસ્ત્રમાં વિધાન કરવામાં આવ્યું છે એટલી જ કરવી જોઇએ. એથી અધિક માત્રામાં નથા અધિક સમારોહથી કરતાં રજોગુણી-તમોગુણી ભાવોની પ્રબળતા થઈ જાય છે. એથી મૃતાત્મા તથા સ્વાત્મા બન્નેને અત્યંત કલેશ થાય છે.

તીર્થ, વ્રત તથા પર્વાદિના સમયે દાન આદિ પણ સ્વ સામર્થ્યથી અધિક, માન, કીર્તિ તથા સ્વર્ગાદિ ફલપ્રાપ્તિની ઇચ્છાથી કરવું, એ રજોગુણી, તમોગુણી વ્યવહાર છે.

નૈમિત્તિક વ્યવહારોને વિચાર્યા વિના પોતાની શકિતથી અધિક કરવાથી સર્વ આયુષ્ય, એ કામોમાં તથા એના નિમિ-તે દ્રવ્યોપાર્જન કરવામાં, વીતી જાય છે. એથી પોતાના વાસ્તવિક શ્રેય-સાધનનો અવકાશ જ નથી મળતો. વસ્તુતઃ આ મનુષ્ય દેહ શ્રેય-સાધનને માટે જ પ્રાપ્ત થઈ છે; નહિ કે એ આડંબરોમાં પુરી કરવા માટે.

કોઈ પણ કર્મ કરતાં પહેલાં એ વાતનો સારી રીતે વિચાર કરી લેવો જોઇએ કે આ કામનું પરિણામ શું આવશે, આના કર-વામાં કેટલી શકિત લાગશે, અને એટલી શકિત સ્વયં પોતાનામાં છે કે નહિ, એ કર્મથી કોઇ પીડા યા દુઃખ સ્વયં પોતાને યા બીજા કોઇને તો નહિ થાય, તથા એના સંપાદનમાં અપરિમિત પરિશ્રમ તો નહિ પડે ? કારણ કે એવો વિચાર કર્યા વિના જે કર્મ કરવામાં આવે એ રાજસી અને તામસી કર્મ થાય છે.

यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ।
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥
—गी० अ० १८-२४

अनुबन्धं क्षयं हिंसामनवेक्ष्य च पौरुषम् ।
मोहादारभ्यते कर्म तत्तामसमुदाहृतम् ॥
—गी० अ० १८-२५

**અર્થ**—ફલાશાની ઇચ્છા રાખનાર, અહંકારયુકત મનુષ્ય અતિ પરિશ્રમ ( અતિ પ્રયાસ ) થી જે કર્મ કરે છે એને રાજસ કહે છે. તથા મોહથી એ વાતોનો વિચાર કર્યા વિના જે કર્મ કરવામાં આવે છે, કે આગળ એનું પરિણામ શું આવશે, પોતાનું સામર્થ્ય છે કે નહિ અને એમાં હાનિ અને હિંસા ( દુ:ખ યા પીડા ) થશે યા નહિ—એ રાજસ કહેવાય છે.

શરીરના સર્વ વ્યવહાર પોતાના સામર્થ્ય તથા પરિસ્થિતિ મુજબ કરવામાં જ સંતુષ્ટ રહેવું જોઇએ. બીજાની દેખાદેખી કરીને, પોતાના સામર્થ્યથી વધીને શરીરના વ્યવહાર કરવાથી દુ:ખ જ થાય છે. પોત-પોતાના પૂર્વ કર્માનુસાર કોઇને અધિક ભોગ સામગ્રી પ્રાપ્ત થાય છે અને કોઇને ઓછી ; કોઇની અધિક પ્રતિષ્ઠા થાય છે અને કોઇની ઓછી; પોતાનાથી અધિક ધનવાનો તથા અધિક પ્રતિષ્ઠિતોની દેખાદેખી, ખાન-પાન, વસ્ત્રાભૂષણ અને શરીર તથા ઇન્દ્રિયોના ભોગ્ય પદાર્થોનો નિત્ય—નૈમિત્તિક વ્યવહાર કદાપી ન કરવો જોઇએ કિન્તુ પોતાના સામર્થ્યાનુસાર જ સર્વ કામ કરવું જોઇએ. વાસ્તવમાં સુખ તો ધનવાનોને પણ સાદા જીવનમાં જ પ્રાપ્ત થાય છે. એણે પણ

યથાશક્તિ સાદા જીવનનો સ્વીકાર કરવો ઉચિત છે. પરન્તુ જે ધનાઢ્ય નથી, એને માટે ધનાઢ્યોની બરાબરી કરીને, શરીરને અમીરીમાં રાખીને તથા મોટાં મોટાં નૈમિત્તિક કાર્ય કરીને પોતાની ઇજ્જત વધારવાનો મિથ્યાડંબર કરવો, એ મોટો દંભ છે. એથી પતન થાય છે અને કર્ત્તવ્યથી વિમુખતા થાય છે. વિચારની સાથે જોવામાં આવે કે ધનાઢ્યોના અધિક સાંસારિક વૈભવ સુખ અને સાધારણ લોકનું ઓછું સુખ એકસમાન જ મિથ્યા અને નાશવાન્ છે.

શરીરનો ગર્વ કદાપી ન કરવો જોઇએ. કારણ કે શરીર ગર્વ કરવાની વસ્તુ નથી. એ એક હાડ–માંસ–રૂધિરમય પિંડ છે. એમાં પવિત્ર અને સારો પદાર્થ નાખવાથી પણ ગન્દો–મલરૂપ–બની જાય છે. બાલ્ય અને યુવાવસ્થામાં એ સુંદર તો પ્રતિત થાય છે, પરન્તુ એ સુન્દરતા કેવલ નકલી છે. વૃદ્ધાવસ્થામાં એનો નાશ થઇ જાય છે અને મૃત્યુપશ્ચાત્ એના સ્પર્શથી પણ પાતક લાગે છે. એ રીતે શરીરનું બલ, ઐશ્વર્ય, ધન, કુલ અને પદ આદિ દેખાવમાત્ર અને અસ્થાયી છે. જ્યારે રોગાદિ, વૃદ્ધ અવસ્થા યા મૃત્યુ આવે છે, ત્યારે એ સર્વ નિરર્થક થઇ જાય છે અને કોઇ કામમાં આવતા નથી. એ માટે પોતાના શરીરને ઉંચ સમજી, ગર્વ યા અહંકાર કરવો તથા બીજાને હલકા યા નીચા સમજીને ઘૃણા યા તિરસ્કાર કરવો એ મહા ભારી અનર્થ કરવા સમાન છે. કારણ કે, શરીર પોતાનું અથવા પારકાનું, એજ પંચ ભૂતોનું બનેલું છે અને એમાં કોઇ પ્રકારનો અંતર નથી. શરીરથી સબંધ રાખનારા સર્વ પદાર્થ યા ગુણ અસ્થાયી, ક્ષણ–ક્ષણમાં પરિવર્ત્તિત થનારા તથા પરિણામમાં દુઃખદાયક હોય છે. એ

માટે એનો ગર્વ કરવો એ મૂર્ખતા છે. જો એકબીજામાં કાંઇ અંતર છે, તો સત્–રજ–તમગુણોની તારતમ્યતાનો જ છે. અર્થાત્ જેમાં સત્વગુણ પ્રધાન છે, એ શ્રેષ્ઠ છે અને જેમાં રજોગુણ–તમોગુણની પ્રધાનતા છે, એ નિકૃષ્ટ છે. જ્યાં સત્વગુણ અધિક હોય ત્યાં ગર્વ, અહંકાર, ઘૃણા, તિરસ્કાર આદિ ભાવોને સ્થાન નથી રહેતું, એ માટે જો પોતામાં સત્વગુણ અધિક હોય તો બીજાઓની સાથે ઘૃણા યા તિરસ્કારનો ભાવ ઉત્પન્ન જ ન થવો જોઇએ અને જો સત્વગુણ અધિક નથી, રજ, તમની જ પ્રધાનતા છે, તો તે ઉત્કૃષ્ટતા નથી. એ માટે બીજાને હીન સમજવાની યોગ્યતા થઇ શકતી નથી.

શરીરપ્રતિ પોતાનાં કર્ત્તવ્યનું પાલન કરવામાં એ સદૈવ ધ્યાનમાં રાખવું જોઇએ કે મનુષ્ય–શરીરનો સત્ય ઉદ્દેશ પરમાત્માની પ્રાપ્તિ છે. એ માટે શરીરનાં કર્ત્તવ્યો એવાં હોવાં જોઇએ, કે જે આત્માપ્રતિના કર્ત્તવ્યોમાં બાધક ન નીવડે. શરીરના સંબંધના કોઇ પણ વ્યવહારથી આત્માપ્રતિ પોતાનાં કર્ત્તવ્યોનું પાલન કરવામાં વિઘ્ન પહોંચતું હોય તો એવો વ્યવહાર કદાપિ ન કરવો જોઇએ. સર્વથી મુખ્ય કર્ત્તવ્ય પોતાના આત્માપ્રતિ છે. બીજા જેટલાં કર્તવ્ય છે, એ સર્વ એનાં સાધનમાત્ર છે. એ માટે જે વ્યવહાર એના સહાયક હોય એનોજ ઉપયોગ કરવો જોઇએ. એનાથી વિપરિત વ્યવહાર કરવો એ કદા ઉચિત નથી.

# ત્રીજું કર્ત્તવ્ય

મનુષ્યનું ત્રીજું કર્તવ્ય પોતાના શરીરના સંબંધીઓપ્રતિ છે, જેની જવાબદારી આ સાંસારિક ખેલમાં પોતાની ઉપર રહે છે, કારણ કે દેહાત્મભાવથી ઉંચે જઇને સર્વાત્મભાવને પહોંચવા માટે એ પ્રથમ પગથિયું છે. તથા વિશ્વ પ્રેમની શિક્ષાને માટે એ પ્રારંભિક પાઠશાળા છે. એમાં સૌથી પહેલો નંબર પોતાનાં માતા-પિતા તથા એના અભાવમાં જે પોતાના ઘરમાં મોટા હોય એનો છે. એનો આદર સત્કાર, માન, સેવા-સુશ્રુષા, ભરણ-પોષણ, રક્ષણ કરવું અને પોતાનાં સારાં આચરણો દ્વારા એને સદા પ્રસન્ન રાખવા જોઇએ. જો પોતાના પૂજ્યોમાં રજોગુણી-તમોગુણી ભાવોની અધિકતા હોય અને તે જો પ્રતિકુલ જણાય તો વિનિત અને સરલ ભાવથી એને સમજાવવાનો ઉદ્યોગ કરવો જોઇએ. કિન્તુ એના રાજસી—તામસી ભાવોના સન્માનને માટે પોતાના સાત્વિકી વ્યવહારોની અવહેલના કરવી એ ઉચિત નહિ; કારણ કે પુજ્ય બુદ્ધિ પુજ્યોના શરીરપ્રતિ રાખવી એ કર્ત્તવ્ય છે—નહિ કે એના રજોગુણી-તમોગુણી ભાવો પ્રતિ. જો પોતાના સાત્વિકી આચરણોથી એને પોતાના રાજસી—તામસી ભાવોના કારણે વિક્ષેપ થતો હોય તો એમાં પોતાનો દોષ નહિ. દોષ તો એ ભાવોનો છે; પરન્તુ પોતાના રાજસી—તામસી વ્યવહારો દ્વારા પોતાના પુજ્યોનો વિક્ષેપ કદાપિ ન કરાવવો જોઇએ.

પોતે એવો યત્ન કરવો જોઇએ કે એને કોઈ દુઃખ ન થાય. જાણી-બુઝીને એની અવહેલના કરવી એ ઠીક નહિ.

બીજો નંબર પોતાની સ્ત્રીનો છે. એનુ ભરણપોષણુ સારી રીતે કરવું, પ્રીતિનો વ્યવહાર તથા ઉચિત સન્માન કરવું, કયારેય દુઃખ ન દેવું, સદા એની રક્ષા કરવી, યથાશક્તિ સુશિક્ષા દેવી, તથા એનાં ધર્મ કર્મ એને સમજાવતા રહેવું, વાસ્તવિક દુઃખોથી બચાવવાનો યથાશક્તિ પ્રયત્ન કરવો તથા એનું સાત્વિકી આચરણ બજાવીને એની સાત્વિક ઉન્નતિમાં સહાયક થવું, પોતાના સામર્થ્યાનુસાર વસ્ત્રાભૂષણથી સુસજ્જિત રાખવી, ફાજલ ખર્ચ તથા પોતાના સામર્થ્યથી અધિક વ્યય કરતાં રોકવી, અંધ વિશ્વાસો, મિથ્યા આડંબરો તથા હાનિકારક વ્યવહારોથી બચાવવી જોઇએ. એની સાથે શરીરથી, મનથી તથા વાણીથી ખરાબ વર્તાવ ન કરવો; ઇત્યાદિઃ—સ્ત્રીપ્રતિ આ વાતોનું ધ્યાન રાખવું એ પુરૂષોનો પરમ ધર્મ છે.

ત્રીજો નંબર પોતાનાં પુત્ર-પુત્રીઓનો છે. એ સર્વનું એક-સમાન પાલન પોષણ તથા રક્ષણ કરવું. એ સર્વને પોતાની શકિત તથા એની યોગ્યતાનુસાર ધાર્મિક અને નૈતિક સુશિક્ષા દેવરાવવી, એનું શરીર દૃઢ તથા આરોગ્ય બનાવવા માટે પુરો પ્રયત્ન કરવો, વિલાસિતા, ફાજલ ખર્ચ, વ્યસનો, કુસંગ તથા કુમાર્ગમાં ન પડવા પામે, એ વાતની સાવધાની રાખતાં સદા સાત્વિક જીવન બનાવવા-ના કામમાં તેમને લગાડવાં જોઇએ. બાલકોને વિલાસિતામાં પડવા દેવા, એ પોતાના કર્ત્તવ્યથી વિમુખ થવા બરાબર છે. એ માટે પુત્રોને પોતાના વ્યવસાયની તથા પુત્રીઓને ગૃહસ્થીના કામોની અને ગૃહ—

શિલ્પાદિની શિક્ષા દેવી, પુત્ર તથા પુત્રીઓની સાથે સમાન સદ્વ્યવહાર કરવો, કટુ શબ્દ અને ગાળો ન બોલવી, મિથ્યા કાલ્પનિક ભય દેખાડીને એનું મન કમજોર ન કરવું તથા જુઠ્ઠું બોલવાની આદત ન પાડવી જોઇએ. બાલકોનું પાલન-પોષણ તથા રક્ષણનું કર્તવ્ય અત્યંત આવશ્યક અને મહત્વનું છે. એમાં ઉપેક્ષા, ઉદાસિનતા, આળસ યા પ્રમાદ ક્યારેય ન કરવાં, બાળકો તરફના મોહથી એને સુશિક્ષા દેવામાં તથા સન્માર્ગે ચલાવવામાં ગફલત ન કરવી, મોટાં વસ્ત્રો, શરીરની રક્ષાને માટે પહેરવાની ટેવ પડાવવી તથા બારીક અને નિર્લજ્જતાનાં વસ્ત્રો ન પહેરાવવાં જોઇએ.

પુત્રનાં સાધારણતઃ ૧૬ વર્ષ પુરાં થયા પહેલાં, અને કન્યાનાં સાધારણતઃ ૧૨ વર્ષ પુરાં થયા પહેલાં વિવાહ ન કરવો, કન્યાથી વરની આયુ: ઓછામાં ઓછી ૩-૪ વર્ષ મોટી અવશ્ય હોવી જોઇએ. કન્યાની પરીક્ષામાં પ્રધાન સાવધાની એ વાતની રહે કે, કન્યા સારી, સુશીલ, આરોગ્ય, શ્રેષ્ટ ગુણ સંપન્ન હોય, તથા કન્યાના કુલનાં આચરણ પોતાને અનુકુળ હોય, અને ચરિત્ર શુદ્ધ હોય, એ વાતનું અનુસંધાન કરી લેવું જોઇએ. કન્યાના પિતાની આર્થિક સ્થિતિ તથા પ્રતિષ્ઠા આદિનો વિચાર બહુજ ગૌણ સમજવો, તથા દહેજ આદિના આર્થિક લાભપર બિલકુલ જ ધ્યાન ન રાખવુ જોઇએ. ત્યાં સુધી કે, દહેજનો પ્રશ્ન વિવાહ-સંબંધમાં આવવો જ ન જોઇએ. વિવાહથી આર્થિક લાભની આશા અત્યંત નીચતાનો ભાવ છે અને સાત્વિક વ્યવહારથી બિલ્કુલ વિરૂદ્ધ છે.

પુત્રીને માટે સર્વથી અધિક સાવધાની એની જોડનો વર શોધવામાં કરવી જોઇએ. અર્થાત, ઉમરમાં વર કન્યાથી ૪-૫ વર્ષે

મોટો હોય, આરોગ્ય અને દ્રઢ શરીરવાળો હોય, વિદ્યા, બુદ્ધિ, સુશીલતા આદિ ગુણોથી યુકત હોય, સારા કુળમાં ઉત્પન્ન થયેલો હોય તથા એનાં માતા-પિતાનું આચરણ શુદ્ધ હોય. એ પછી વરના પિતાની આર્થિક સ્થિતિ તથા પ્રતિષ્ઠાનો વિચાર કરવો જોઇએ. એ વાતોને જોઇને સત્સંકલ્પની સાથે કન્યા દેવી જોઇએ. કન્યાના વિવાહમાં પોતાના કોઇ પ્રકારનો વર્તમાન યા ભવિષ્યનો આર્થિક સ્વાર્થ અથવા માન-મર્યાદાનો વિચાર કરવો એ ઘોર પાપ છે : એને ઉત્પન્ન પણ ન થવા દેવો જોઇએ. અધિક અવસ્થાના. તથા જેનાં સંતાન મોજુદ હોય એવા બીજવરને કન્યા કયારેય ન દેવી જોઇએ. બાલકોના વિવાહ સંબંધમાં એકમાત્ર લક્ષ્ય એના ભાવિ સુખપર જ રાખવું જોઇએ અને પોતાનો રતિભર પણ સ્વાર્થ સાધવાનું લક્ષ્ય ન રાખવું જોઇએ.

પોતાની લાયકાતથી બહુ ઉંચા દરજ્જાનો સંબંધ બાંધવાની લાલસા ન રાખવી, વિશેષ ધ્યાન પોતાની સમતાનો સંબંધ કરવામાં જ રાખવો જોઇએ. કારણ કે સુખ સમાન સ્થીતિ, સમાન આહાર વ્યવહાર તથા સમાન વિચારવાળા સંબંધમાં જ થાય છે. અસમાન સંબંધમાં લાંબી મુદ્દતને માટે સુખ થતું નથી. સંબંધ કરવામાં પોતાની શકિતથી અધિક વ્યય કયારેય ન કરવો જોઇએ.

વર્તમાન કાળમાં જોવામાં આવે છે કે, અમારા સમાજમાં સ્ત્રીજાતિની મહાન્ દુર્દશા છે. જે દિવસ કન્યાનો જન્મ થાય છે, એ દિનથી એનાપ્રતિની ધૃણાનો આરંભ થાય છે અને ધૃણામાં જ એની બધી આયુષ્ય વ્યતિત થાય છે. આ બહુ ભારે અનર્થ છે. કન્યા અને પુત્રની સાથે વ્યવહાર કરવામાં ભેદ-ભાવ ન રાખવો

જોઇએ. સ્ત્રી અને પુરૂષ બન્નેનાં સુખદુઃખ એકસમાન સમજવાં જોઇએ. મનુષ્યનું કર્ત્તવ્ય છે, કે પ્રાણિમાત્રનાં સુખદુઃખ પોતાની જ સમાન સમજે.

**आत्मौपम्येन सर्वत्र समं पश्यतियोऽर्जुन ।**
**सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥**
**—गी० अ० ६-३२**

**અર્થ**—હે અર્જુન ! સુખ યા દુઃખ પોતાની જ સમાન બીજાને પણ થાય છે. જે એવી આત્મૌપમ્યેન દૃષ્ટિથી સર્વત્ર જુએ છે, એ સાચો કર્મયોગી મનાય છે.

પણ, સ્ત્રી તો સમાજનું અરધું અંગ છે. જેવો વર્ત્તાવ પોતાના વામઅંગની સાથે કરવામાં આવે છે, એવો જ સ્ત્રીજાતની સાથે કરવો જોઇએ, એ સદ્‌વ્યવહાર છે. પરંતુ જોવામાં આવે છે, કે એથી વિપરિત સ્ત્રી અન્ય જડ યા ભોગ્ય પદાર્થોની પેઠે એક ભોગની સામગ્રી સમજવામાં આવે છે અને એના માટે કંઇ વાક્ય, જેવાં કે 'ચંદન, વનિતા' આદિ રચવામાં આવ્યાં છે, ફલતઃ સ્ત્રીની ગણના પુષ્પ–ચંદનની શ્રેણીના જડ ભોગ્ય પદાર્થોમાં કરવામાં આવે છે, એ અપ્રાકૃતિક તથા નિર્દયતાયુક્ત અન્યાય જ નહિ, કિન્તુ ભયાનક આસુરીભાવ છે; કારણ કે સ્ત્રી વાસ્તવમાં કોઈ જડ પદાર્થ નથી. જે રીતે પુરૂષ એક સચેતન જ્ઞાનયુકત પ્રાણી છે, એ રીતે સ્ત્રી પણ છે. ભુખ, તરસ, કામ, ક્રોધ, શોક, મોહ, લોભ, ભય, રોગ, દ્વેષાદિ વેગોની તથા સુખ–દુઃખ, શિત, ઉષ્ણ, માન, અપમાન આદિ દ્વંદ્વોની વેદના જેવી પુરૂષને થાય છે, એવી સ્ત્રીને

પણ થાય છે. આત્મિક ઉન્નતિ તથા ઇશ્વર પ્રાપ્તિમાં જેટલો અધિકાર પુરૂષને છે, એટલો જ સ્ત્રીને છે. સાંસારિક વ્યવહારને માટે જેટલી આવશ્યકતા પુરૂષની છે, એટલી જ સ્ત્રીની છે તથા એ વ્યવહારનું સુધરવું–બગડવું, જેટલું પુરૂષપર નિર્ભર છે, એટલું જ સ્ત્રીપર નિર્ભર છે. ગાર્હસ્થ્યને માટે જેટલું મહત્વ પુરૂષનું છે, એથી સ્ત્રીનું કોઇ અંશમાં ઓછું થઇ શકતું નથી. દેવતાઓથી દેવી તથા પિતાથી માતા ઓછી પુજનીયા નથી હોતી. એવી દશામાં સ્ત્રી તિરસ્કારને પાત્ર કદાપિ નહિ, કિન્તુ સત્કારયુકત સદ્‌વ્યવહારને પાત્ર છે. સંસારની અન્ય સર્વ વાતોમાં સ્ત્રી—પુરૂષની યોગ્યતા એકસમાન છે; કેવળ એટલી પૃથક્‌તા છે, કે એ સંસારને ગર્ભમાં ધારણ કરે છે. એ વ્યવહારાનુકુળ એના શરીરની બનાવટમાં કાંઇ ફરક રાખવામાં આવ્યો છે. પુરૂષ સુદ્રઢ તથા બલવાન હોય છે; સ્ત્રી કોમલ, સુકુમાર અને અબલા હોય છે. રજોગુણની પ્રધાનતા હોવાથી એની પ્રવૃત્તિ ચંચળ હોય છે, ધૈર્ય ઓછું હોય છે; જેથી શરીરના વેગો તથા દ્વંદ્વોથી શીઘ્ર જ વિચલિત થઇ જાય છે. એ માટે એ પુરૂષોદ્વારા વિશેષ સાવધાનીથી રક્ષા કરવા યોગ્ય છે. એને સ્વતંત્ર અને અરક્ષિત કદાપિ ન રાખવી જોઇએ. એના વેગો તથા દ્વંદ્વોને શાંત કરીને એને સંતુષ્ટ અને પ્રસન્ન રાખવાની, કુમાર્ગોથી બચાવવાની તથા દુરાચારીઓથી સુરક્ષિત રાખવાની આવશ્યકતા છે–નહિ કે ઉદાસિન રહીને અવહેલના કરવી, દુઃખ દેવું, તિરસ્કાર તથા ધૃણા કરવીઃ વર્તમાન સમયમાં સ્ત્રીજાતિનો જે તિરસ્કાર થઈ રહ્યો છે, એ સાત્વિકજીવનને બાધક હોવાથી આલોક તથા પરલોક બન્નેથી ભ્રષ્ટ કરનાર છે. પોતાના કર્તવ્યથી વિમુખ તથા સામ્ય ભાવની સર્વથા વિરૂદ્ધ થવાથી પરમાત્માપ્રાપ્તિનો પણ બાધક છે.

ચોથો નંબર એ અનાથ તથા દીન કુટુંબીઓનો છે, કે જે પોતાના આશ્રયમાં હોય. અને જેના પાલન, પોષણ અને રક્ષણ આદિનો ભાર પોતાના ઉપર આવી પડયો હોય, એનું પણ પોતાની શકિત અનુસાર યથાયોગ્ય પાલન, પોષણ, રક્ષણ પ્રસન્ન ચિત્તથી કરવું, એનું અપમાન ન કરવું, કિન્તુ એની સાથે પુરેપુરો સદ્વ્યવહાર કરવો જોઇએ. જો કન્યા હોય તો વિવાહયોગ્ય થયા પછી ઉપરોક્ત રીતિથી એનો વિવાહ કરી દેવો જોઇએ. જો બાળક હોય અને પોતાની શકિત હોય છતાં એનો વિવાહ ન થાય તો પણ હરકત નહિ. જો મોટી ઉંમરનાં સ્ત્રી—પુરૂષ હોય તો એનો આદરપુર્વક પાલન, પોષણ, રક્ષણ આદિનો પ્રબંધ કરી દેવો જોઇએ.

પાંચમો નંબર પોતાના દૂરસ્થ કુટુંબીઓનો છે. એની સાથે પ્રેમનો વર્ત્તાવ કરવો, એનાં દુઃખામાં સહાનુભુતિ રાખવી, પોતાનાં વિદ્યા, ધન, બળ તથા ઐશ્વર્યદ્વારા યથાશકિત એની વાસ્તવિક આવશ્યકતાઓને પુરી કરવી તથા વાસ્તવિક કષ્ટોને દૂર કરવામાં સહાયક—સમ્મિલિત થવું જોઇએ.

# ચોથું કર્ત્તવ્ય

મનુષ્યનું ચોથું કર્ત્તવ્ય સમાજપ્રતિ છે. સમાજ વાસ્તવમાં એ જ પુરૂષોનો એક સમુહ છે, જેના સામાજિક આચાર વિચાર અને વ્યવહાર સમાન હોય. ભિન્ન આચાર વિચાર તથા ભિન્ન વ્યવહારવાળા પુરૂષોની સમાજ બની શકતી નથી. સમાજ સંગઠનનું એ જ પ્રયોજન છે, કે લોક–મર્યાદા વિશ્રુંખલ ન થાય. અર્થાત્ પરસ્પરની સહાનુભૂતિ અને એક બીજાના ભયથી જનસાધારણ પતન કરાવનારા ખરાબ વ્યવહારોમાં ન પડતાં, શ્રેયસ્કર વ્યવહાર કરતાં કરતાં આત્મિક ઉન્નતિનું વાસ્તવિક કર્ત્તવ્યપાલન કરવામાં સમર્થ થાય. પ્રત્યેક સમાજ પોતપોતાની પરિસ્થીતિની અનુસાર ખરાબ વ્યવહારનો ત્યાગ કરવાનો અને સારો વ્યવહાર વર્ત્તવાનો નિયમ બનાવે છે. એ પ્રમાણે ચાલનારા જ એ સમાજમાં સમ્મિલિત થાય છે અને એ નિયમોપર ચાલવાથી મનુષ્ય પોતાની ઉન્નતિ કરતાં કરતાં સુખી થાય છે. એ માટે પ્રત્યેક મનુષ્યને માટે સમાજનું સંગઠન અત્યંત આવશ્યક અને હિતકર છે. પરંતુ સમાજનું એ જ સંગઠન હિતકર થાય છે, જેમાં આચાર–વિચાર અને વ્યવહારોમાં સમાનતા રાખનારી વ્યક્તિઓ સમ્મિલિત હોય અને એ સમાજ પોતાના નિયમોમાં સમય અને પરિસ્થીતિને અનુકૂલ આવશ્યક સંશોધન કરે છે એથી વિપરીત થાય છે એ સમાજ દુખદાયક અને હાનિકારક થઇ જાય છે. એટલે પ્રત્યેક મનુષ્યનું કર્ત્તવ્ય છે, કે એ પોતાને મળતા સામાજિક આચાર, વિચાર અને વ્યવહારવાળા પુરૂષોની સમાજમાં રહે અને એ સમાજની ભલાઇને માટે પ્રયત્ન કરે. જે કર્ત્તવ્ય પોતાના દૂરસ્થ કુટુંબીઓપ્રતિ પ્રથમ કહેવાઇ ગયું છે, એ જ કર્ત્તવ્ય સમાજપ્રતિ પણ છે. એનું યથાશક્તિ

પાલન કરે. જે સમાજમાં રહે એના નિયમોથી પ્રતિકૂલ વર્તાવ ન કરે, પરન્તુ જો એ નિયમોનું પાલન કરવાનું સામર્થ્ય ન હોય યા એ નિયમ એને હાનિકર પ્રતિત થાય અથવા એ નિયમોના પાલનથી સ્વાત્મા, શરીર અને કુટુંબપ્રતિ જે પોતાનું કર્ત્તવ્ય છે એનું પાલન કરવામાં વિઘ્ન પહોંચે છે. માટે પ્રથમ સમાજથી પ્રેમપુર્વક એ હાનિકર નિયમોને બદલાવવાનો પ્રયત્ન કરે, છતાં એ પ્રયત્નમાં જો સફલતા ન મળે તો એ સમાજમાં રહેવાનો આગ્રહ ન કરે, કિન્તુ પ્રેમપુર્વક સ્વયં એનાથી અલગ થઈ જાય; કારણ કે એ સમાજમાં રહીને એના નિયમ પોતાના અંતઃકરણની વિરૂદ્ધ પાલન કરવા એ તો આત્મવિમુખ થવા જેવું છે. અને નિયમ પાલન ન કરીને એમાં રહેવું એ બરાબર દંભ કરવા જેવું છે; કે જેથી જનસાધારણને મોટો દગો થાય છે. એ માટે એ અત્યંત ભયંકર પાપ છે. એથી ભારે પતન થાય છે. અને સાચા સુખની પ્રાપ્તિ થતી નથી. જે સમાજમાં રહેવું એના નિયમનું પાલન ન કરવું એ એનાપ્રતિ સ્વકર્ત્તવ્યનો ભંગ કરવા જેવું છે.

વર્ત્તમાન સમયમાં જોવામાં આવે છે કે સમાજની વ્યવસ્થા અત્યંત ખરાબ થઇ ગઇ છે, એ માટે પ્રત્યેક મનુષ્યને વિવશ બનીને આસુરી વ્યવહાર કરવો પડે છે. સમાજના વર્તમાન નિયમોનું યથાવત્ પાલન કરનાર મનુષ્ય સાત્વિકી જીવનનિર્વાહ કરી શકતો નથી. સાત્વિકી જીવનની ઇચ્છા રાખનારા પુરૂષોને યા તો વર્ત્તમાન સમાજના નિયમોનું સંશોધન કરાવીને એને સાત્વિકી બનાવવાની જરૂર છે, યા એથી અલગ થઇને પોતાની સમાન આચાર, વિચાર અથવા વ્યવહારવાળી વ્યક્તિઓની સમાજનું સ્વતંત્ર સંગઠન કરવું ઉચિત છે.

# પાંચમું કર્તવ્ય

મનુષ્યનું પાંચમું કર્તવ્ય પોતાના ગ્રામ યા નગરપ્રતિ છે. પોતાના ગ્રામ યા નગરમાં રહેવાવાળાની સાથે પ્રેમનો વર્તાવ કરવો, એનાં દુ:ખોમાં સહાનુભુતિ રાખવી, પોતાનાં વિદ્યા, બુદ્ધિ, ધન, બલ તથા ઐશ્વર્યદ્વારા યથાશક્તિ એની વાસ્તવિક આવશ્યકતાઓને પુરી કરવી તથા એનાં વાસ્તવિક કષ્ટોને દુર કરીને અને એની વાસ્તવિક ઉન્નતિનાં કામોમાં સદૈવ સહાયક—સંમિલિત થવું જોઇએ.

# છઠ્ઠું કર્તવ્ય

મનુષ્યનું છઠ્ઠું કર્તવ્ય દેશની તરફ છે. દેશથી પ્રેમ કરવા, એનાં દુઃખોમાં સહાનુભૂતિ રાખવી, પોતાનાં વિદ્યા, બુદ્ધિ, ધન, બલ તથા ઐશ્વર્ય દ્વારા યથાશક્તિ એની વાસ્તવિક આવશ્યકતાઓને પુરી કરવી, એનાં વાસ્તવિક કષ્ટોને દૂર કરવાં તથા વાસ્તવિક ઉન્નતિનાં કાર્યોમાં સદૈવ સહાયક અથવા સમ્મિલિત થવું જોઇએ.

# સાતમું કર્ત્તવ્ય



મનુષ્યનું સાતમું કર્ત્તવ્ય મનુષ્યમાત્રપ્રતિ પ્રેમભાવ રાખીને જનતાની સેવા કરવાનું છે. પ્રથમનાં છ કર્ત્તવ્યોનું સારી રીતે પાલન કરીને મનુષ્યમાત્રનાં દુઃખોમાં સહાનુભૂતિ રાખવી, પોતાનાં વિદ્યા, બુદ્ધિ, ધન, બળ તથા ઐશ્વર્યદ્વારા યથાશક્તિ એની વાસ્તવિક આવશ્યકતાઓને પુરી કરવી, એનાં વાસ્તવિક કષ્ટોને દુર કરવાં તથા વાસ્તવિક ઉન્નતિનાં કામોમાં સદૈવ સહાયક અને સમ્મિલિત થવું જોઇએ.

# ઉપસંહાર

મનુષ્યનાં ઉપરોક્ત વિશેષ કર્ત્તવ્યો, આત્માપ્રતિ મનુષ્યનું જે કર્ત્તવ્ય છે, એનું પાલન કરવામાં સહાયક છે. એમાં પહેલાં કર્ત્તવ્યોનું સારી રીતે પાલન કરીને ઉત્તરોત્તર વધવું જોઇએ ; પરંતુ તેમાં જે કોઇ કર્ત્તવ્ય, કોઇ અવસરપર આત્માપ્રતિ પોતાના કર્ત્તવ્યથી વિરૂદ્ધ હોય એ કદાપિ ન કરવું જોઇએ. ભલે એ લૌકિક દૃષ્ટિએ કેટલું પણ મહત્વનું યા ધર્મયુકત કેમ ન હોય! સાધારણતઃ વિશ્વપ્રેમ સંસારભર સાથે રાખવો જોઇએ. દ્વેષ--ભાવથી કોઇ પ્રાણીને હાનિ ન પહોંચાડવી જોઇએ

ॐ तत् सत्

**સમાપ્ત**